# હિન્દી રાજસ્થાનો

જવાબદાર રાજતંત્રનાં સર્વથી કોઇ પણ ઓછું નહિ એવું સ્થાન આજના હિન્દમાં રાજસ્થાની પ્રજાજન માટે નક્કી થવું જોઈએ. ફેડરેશન રચો, લોક પ્રતિનિધિ સભાની સ્થાપના કરો કે સ્વતંત્રતા અક્ષતી સભાને ગમે તે નામ આપો; એમાં સમાઈ જતા હક્કોની ભાગીદારી સમસ્ત હિન્દની પ્રજાને આપવામાં આવે ત્યારે રાજસ્થાની પ્રજાનો અવાજ ન ભુલાવો જોઇએ. બાકી તો ગુલામ પ્રજાને કોઈ ધર્મ હોય નહિ, સ્વતંત્રતાનો આતશ જલતો રાખવો અને પોતાના અનુગામીઓને એના જ પાન કરાવવા એ એનો સ્વધર્મ બની રહે—

: લેખક :

રાવત ખુમાણ



# હિન્દી રાજસ્થાનો


લેખક

રાવત ખુમાણ



કિંમત ૦-૮-૦

પ્રકાશક :
રાવતભાઈ દેસાભાઈ ખુમાણ
પાડરશીંગા Po. દામનગર



આવૃત્તિ પહેલી
૧૯૪૧ નો સપ્ટેમ્બર

મુદ્રક :
નાથાલાલ મ. શાહ
સ્વાધીન મુદ્રણાલય
સૌરાષ્ટ્ર રોડ : રાણપુર

# ભૂમિકા

હિન્દી જનતાની સ્વાતંત્ર્ય લડતમાં કોંગ્રેસની પડખે રહીને જ રાજસ્થાની પ્રજાએ પ્રયત્નો કર્યા છે. કોંગ્રેસની નીતિ અલબત રજવાડી આઠ કરોડની જનતાનું સંગઠન અને સર્વાંગીપણું માગે છે છતાં યે જવાદાર રાજતંત્રની લડતમાં મહાસભાનો સાથ અને સલાહ મળી રહ્યાં અને પોતાના મૂળભૂત હક્કોની માગણી અને જાળવણી કરતા રાજસ્થાની પ્રજા શીખી.

અખીલ હિન્દ રાજસ્થાની લોક પરિષદના પ્રમુખ સ્થાને ડૉ. પટ્ટાભી સીતારામૈયાએ આવી અવિશ્રાંત શ્રમ લઈ હિન્દના એક છેડાથી લઈ બીજા છેડા સુધી પ્રવાસ કરી આમવર્ગને જાગૃત કરવામાં જે ફાળો આપ્યો તે નાનો સૂનો ન ગણાય. વ્યવસ્થિત પ્રજા મંડળો અને પરિષદો સ્થાપવાનો એ યુગ કહી શકાય અને ત્યારથી જ રાજસ્થાની લોક લડતનાં મંડાણ થયા ગણાય.

બંધારણીય રસ્તાઓ દ્વારા જેટલું મેળવી શકાય એટલું મેળવવાની નીતિ હોવા છતાં પ્રજા દમનમાં અવીરત માનનારા રાજા સાહેબો તો પ્રજા સીધી લડત સુધી જાય એવા માર્ગો જ અખત્યાર કરી રહેલા અને પોતાના સ્વહક્કો સલામતીઓ અને એકહથ્થુ શાસન પ્રણાલીના ઇજારાઓ બ્રિટીશ તાજ સાથે જ્યારે જ્યારે સંધીઓ કે કોલકરારોનાં સ્વરૂપમાં મૂકવામાં આવતા ત્યારે અબાધીત રહે એ રાજાઓની ઇચ્છા મહેચ્છાઓ હતી.

અલબત્ત સાર્વભૌમ સત્તા સમજતી હતી કે હિન્દી રાજસ્થાનો એ શાહિવાદના જ પ્રતિકો છે અને એટલે એ સત્તા તેમને લાડ લડાવતી હતી પણ જ્યારે જ્યારે એને લાગતું કે રાજા સાહેબો ઊંચા પગ માંડવા માંડયા છે ત્યારે કહેવાતા એક બે પ્રજા દમનના કારણો શોધી તેમની સાન ઠેકાણે લાવતી. એજ સાર્વભૌમ સત્તાએ જવાબદાર રાજતંત્રની લડત વખતે એવી નીતિ અખત્યાર કરી કે એવું કોઈ લોકશાહી કરી શકે નહિ.

ત્રણ ત્રણ ગોળમેજીને અન્તે બ્રિટીશ પાર્લામેન્ટે જે શ્વેત પત્ર બહાર પાડયો અને ૧૯૩૫ના શાસનધારા તરીકે હિન્દમાં પ્રગટ કરવામાં આવ્યો તેણે હિન્દી પ્રજાને નવરાવી જ નાખી. આટ આટલા પ્રયત્નો, આટઆટલી લોકલડતો અને એને અન્તે આ જાતના બંધારણની ભેટ આપવામાં ચાળીશ કરોડ હિન્દી જનતાની ક્રૂર અને ઠંડી મશ્કરી સિવાય બીજું કશું હતું નહિ. કોમવાદી બળોને ઉત્તેજન, અનામત સલામતીઓ બ્રિટીશ તાજ પરત્વેની ભરપુર, અંદરોઅંદર લડાવી મારવાની તરકીબો અને દેશી રાજસ્થાની પ્રજાના અવાજનો સદંતર અભાવ, પ્રત્યાઘાતી તત્વોનો સૂમેળ અને રાજાઓને એકલપેટું સ્થાન ફેડરલ એસેમ્બ્લીમાં મળી રહે એ નવા શાસનધારાના સ્વરૂપો.

કોંગ્રેસ અને રાજસ્થાની પ્રજાને તો એ અસ્વીકાર્ય હોય જ. પણ હિન્દના નરમ ગરમ દળોએ, લઘુમતીઓએ, મુસ્લિમ લીગ અને મવાળોની સંસ્થા સમી લીબરલ પરિષદે સુદ્ધાં એને એકે અવાજે વખોડી કાઢયો. પ્રજાની સંપૂર્ણ ભાગીદારીના અભાવ સમુ કોઈ બંધારણ હિન્દની આમ જનતાને ખપે નહિ એ એનો પ્રધાન સૂર હતો,

આ બધા બળા બળોમાં રાજસ્થાની પ્રજાના હકકો તેનું સ્થાન અને નીતિ કેવા પ્રકારના હોવા જોઇએ એ કોંગ્રેસના અને હિન્દના મહાજન સમા દેશનેતાઓના સ્વમૂખે વારંવાર ઉચ્ચારણ

પામેલ છે અને આ પુસ્તીકા તો એ તમામના પડઘા રૂપ ગણી શકાય. આમા લખાયલું લગભગ બધું એતો પાંત્રીશથી માંડી અત્યાર સુધીનું હિન્દનું રોજીંદુ રાજકારણ છે.

હિન્દની સ્વતંત્રતામાં રિયાસતી પ્રજાની સ્વતંત્રતા સમાઈ જ જાય એ જનતાનો માહા ઘોષ હોવો જોઈએ. દુઃખો સહન કરવામાં કે દમનની બીજી ભાગીદારી સહવામાં સમાન હિસ્સો પૂરનાર એ પ્રજા ને રાજાઓના સ્થાન નક્કી કરવા કે એમની સલામતીઓ જાળવી રાખવા કોઈ સાર્વભૌમત્વ અવગણી શકે નહિ. આથી હિન્દનું ફેડરેશન અથવા તો સાર્વભૌમત્વ એવા હોવા જોઈએ જે એકના હોય તેમ બધાનાં હોય.

આ પુસ્તિકામાં રજૂ કરાયલા વિચારો મારા એકલાના નથી. હિન્દના જાહેર તખતા ઉપરથી આવા ઉચ્ચારણો તો હજારો વખત થઈ ગયા છે. આજની આન્તર રાષ્ટ્રીય પરિસ્થિતિનું માપ કાઢીને બ્રિટીશ સરકારે ફેડરેશનને ભલે ખોરંબે પાડયું હોય પણ જો ભવિષ્યમાં એ કયારેય આવવાનું જ હોય તો રાજસ્થાની પ્રજાએ એનો મરણિયો સામનો કરવો પડશે કારણ કે તેમાં તેનું સ્થાન એક ગુલામ માનવી કરતા વિશેષ કાંઈ નથી.

જવાબદાર રાજતંત્ર એ જન્મસિદ્ધ હક્ક સમજીને રાજસ્થાની પ્રજાએ પોતાની ધ્યેય કુચમાં અવિરત રીતે અણથાકયાં પગલા માંડવા જ રહ્યાં.

**પાડરશીંગા**
તા. ૩૧-૮-૪૧

**રાવત ગુમાણ.**

# અનુક્રમ

# બ્રિટીશ તાજ અને રાજાઓ

**હિન્દુસ્તાનની** સીકલ ઉપર નજર ફેરવો અને આપણને પ્રથમદૃષ્ટિએ જ વિભકતતાના જુદા રંગો માલૂમ પડશે. લાલરંગે રંગાયલો નકશો એ બ્રિટીશ તાજના કબજાનો પ્રદેશ અને છૂટા છવાયાં પીળાં ધાબાં દેખાય છે તે હિન્દી રાજસ્થાનો. તંદુરસ્ત શરીરમાં જામઠાં ઉપડી આવ્યા હોય અને એ જેટલી પીડા વ્યક્તિને કરતા આવે એટલી પીડા રાજસ્થાની પ્રજાને એ રાજાઓના કરતૂકો અને કઠણાઈઓ પ્રજા માનસ ઉપર લાદવામાં આવી છે તેનાથી થાય છે.

બ્રિટીશ હિન્દના કુશળ ગવર્નર–જનરલો હેસ્ટીંગ્સ અને વેલેસ્લી કે લોર્ડ ડેલહાઉસીની સહાયકારી પદ્ધતિ કે ખાલસા નીતિના કાયદામાંથી બચીને અને સત્તાવનના બળવા પછી મહારાણી વીકટોરીયાના ઢંઢેરાથી વધુ સલામતી મેળવી અત્યારના આપણા રાજ્યો બચી ગયાં. સત્તાવનના બળવાએ બ્રિટીશ તાજને સૂજ્યું કે 'દેશી રજવાડાં રાખ્યાં જ સારાં છે. એ પીળી પટ્ટીઓ સુખેદુ:ખે ઉપયોગમાં આવી શકશે.'

હિન્દુસ્તાન અઢાર લાખ ચોરસ માઇલમાં પથરાયલો એક મહાકાય ખંડ ગણી શકાય. આમાં દેશી રજવાડાં છ લાખ ચોરસ માઇલનો માલિકી પ્રદેશ ધરાવે છે અને અત્યારે તેમની વસ્તી સવાઆઠ કરોડની આસપાસ થવા જાય છે. હિંદુસ્તાનના કુલ્લે ક્ષેત્રફળનો બે પંચમાઉસ ભાગ રાજસ્થાનોની સીધી હકુમત નીચે છે અને એકંદર રજવાડા પાંચસો બાંસઠ છે.

કાશ્મીર–વડોદરા અને નીજામહૈદ્રાબાદ કે મ્હૈસૂર તથા ત્રાવણુકોર તથા બીજા જૂજ એ પ્રથમ હરોલના રાજ્યો છે. કાશ્મીર તથા હૈદ્રાબાદનો વિસ્તાર લગભગ સરખો ગણી શકાય. એકનો બાશી હજાર ચોરસ માઇલ ત્યારે બીજાનો ચોરાશી હજાર ચોરસ માઇલ છે. બન્ને રાજ્યોએ હજુ અઢારમી સદીની પ્રગતિથી વિશેષ આગળ વધવાનો દાવો કરી શકે એવા સુધારા હજૂ સુધી કર્યા નથી. કાશ્મીરનો રાજા હિન્દુ અને વસ્તી નેવું ટકા મુસલમાનની છે, જયારે હૈદ્રાબાદનો રાજા મુસલમાન અને વસ્તી નેવું ટકા હિન્દુઓની છે.

વડોદરા અને મ્હૈસૂર–ત્રાવણુકોર પ્રગતિ કૂચમાં કાંઇક અંશે આગળ વધેલા ગણી શકાય. "વર્તમાનપત્રો પરત્વે અને વાણી સ્વાતંત્ર્ય પરત્વે અમારે ત્યાં સ્વાતંત્ર્યતા પ્રવર્તે છે" એમ કહેનારા ત્યાંના દીવાનો આપખુદ વલણ લેતા કયારેય અચકાતા નથી અને લગભગ ઘણી વખત ઉપલા સ્વાતંત્ર્યો ઉપર ત્રાપ પડયાના દાખલા બની ગયા છે.

હિન્દના દેશી રજવાડા ચોક્કસ રીતે ચાર ભાગમાં વહેંચી શકાય (૧) પોતાનો મોભો અને દરજ્જો ઉચ્ચ માને છે અને સ્વ હક્કથી નરેન્દ્ર મંડળમાં પોતાના પ્રતિનિધિઓ મોકલી શકે તેવાં [૨] લગભગ ઉતરતી પંક્તિમાં આવે અને બધા એકઠા થઈ પોતાનામાંથી ફક્ત બારજ જણાને રાજ–કાઉન્સિલમાં મોકલી શકે તે [૩] જમીનદારો અને જાગીરદારો [૪] તાલુકદાર ભાગદારો જેવા કે અખત્યારી કે બીન અખત્યારી.

પહેલા વર્ગમાં આવતા એકસો વીશ રાજ્યમાંથી અત્યારે બત્રીશ રાજ્યોમાં જ ધારાસભાઓ છે. પણ એ ધારાસભાઓ પ્રજા પ્રતિનિધિત્વનો પડઘો પાડવાને બદલે રાજશાહીને વધુ બંધ બેસતા થાય એવાજ ઠરાવો કે ભાષણો કરી પોતાના કાર્ય પ્રદેશને સમાપ્ત કરી નાખે છે. લગભગ પીસ્તાલીશ દેશી રજવાડાઓમાં ન્યાયની વરિષ્ટ કોર્ટો સ્થાપવામાં આવી છે. પણ એ ન્યાય કોર્ટો પ્રજાના લાભમાં કેટલી કામગીરી કરે છે એનો ઇતિહાસ અજાણ્યો નથી. ચાળીશ રાજ્યોમાં ન્યાય અને કારોબારી ખાતાં જુદા પાડવામાં આવ્યાં છે. સાઠ રાજ્યોમાં રાજાઓને માટે નક્કી કરેલું સાલીયાણું છે. પચાસ રાજ્યોમાં અધિકારીઓનું રીતસર કે ધોરણવારનું સિવિલલીસ્ટ છે. અઠાવન રાજ્યોમાં પ્રોવીડન્ટ ફન્ડ છે.

ધારાસભાઓ કે સુધારાના ડોળને માટે હજુ સુધી જેટલા પ્રયત્નો થયા છે તે બધા હાસ્યાસ્પદ છે. ઠરાવો કે

કરવાના કામો તો કાગળિયા ઉપર અદ્ધરજ લટકી રહે છે. ધારાસભા એકલા રાજા સિવાય કોઈને જવાબદાર નથી. પોતાની પ્રજાને પોતે કેમ હિતકર થઈ પડે એવી ભાવના ગણ્યા ગાંઠયા રાજાઓ સિવાય લગભગ કોઇનામાં જોવામાં આવતી નથી. અલબત છેલ્લાં પચ્ચીશ વર્ષમાં સ્થિતિ સુધારવાના અનેક પ્રયત્નો રાજ્યોએ કર્યા છે પણ એ પોતાની આંતરિક જવાબદારીઓ માટે નહિ પણ પોતાના હક્કો વધુ સદ્ધર વધુ સલામત કેમ થાય તેનાં.

હિન્દુસ્તાનની રસાળતા અને ફળદ્રુપતાઃ હિન્દી રજવાડાને ઘરે ઘરે ભરી પડી છે—મધ્યહિન્દના રાજસ્થાનો કે ગઢવાલ તેહસિલના નાનકડા રાજ્યો. રજપૂતાનાના સ્વતંત્ર એકમો કે કાઠિયાવાડનાં કાળધાબાસમાં બસો રાજ્યો એ ફળદ્રુપતા કે રસાળતાનો રસકસ ચૂસીને હજુ યે ધરાણા ન હોય તેમ પ્રજાને ચૂસણનીતિમાંથી છૂટી કરી શકયા નથી. ગોવળ-કોંડાની હીરાની ખાણો અને સોને મઢયા મ્હૈસૂર પ્રદેશો અને નદી નહેરો કે તળાવોની ભવ્યતાથી શોભતા ગૂજરાત કાઠિયાવાડના રાજ્યો ગૌરવને હજુએ સાચવી રાખી રહ્યા છે પણ પ્રજા તેમાંથી જરાયે આનંદ ઉઠાવી માણવાની વાત કરતાં હજુએ રાજ્યોના ડોળાઓ લાલપીળા થઈ જાય છે.

બ્રિટીશ સાર્વભૌમત્વને તો સત્તાવનના બળવા પછી આંખ ઉઘડી ગઇ કે ડેલહાઉસીની ખાલસાનીતિ તો એકંદરે તાજનું જ અહિત કરશે. કારણ કે રાજાઓની સેવાઓ

તાજ પ્રત્યેની વફાદારી, બળવામાં તેમના સાધનો, લાવ અને લશ્કર બ્રિટીશ હકુમતને શરણે ધરનારા અને ભવિષ્યની મુશ્કેલીઓનો ખ્યાલ કલ્પનામાંથી દૂર નહિ કરતા રાજ્યોની હૈયાતી બ્રિટિશ સામ્રાજ્ય માટે વધારે સગવડ પડતી કે વધારે હીતકર છે એમ ત્યારના તાજના કુશાગ્ર પ્રતિનિધિઓને લાગ્યું અને તેમણે રાજ્યોની હૈયાતી સ્વીકારી.

આ બધાને અન્તે મહારાણી વીકટોરીયાનો ઢંઢેરો આવ્યો અને હિન્દની રાજ્ય સત્તાની લગામ કંપની સરકારના હાથમાંથી લઈને બ્રિટીશ તાજને સુપ્રત કરવામાં આવી. આ ઢંઢેરાથી દેશી રાજ્યોની આંતરીક સ્થિતિમાં ગેરવ્યાજબીસર માથું ન મારવાની–રાજ્યો અબાધીત રાખવાની અને તેમનું તાત્કાળીક રક્ષણ કરવાની બાંહેધરીઓ રાણી સરકાર તરફથી આપવામાં આવી. અને એ પ્રમાણેની ચોકકસ નીતિ અમુક વખત સુધી સાર્વભૌમ સત્તાએ નીભાવી પણ રાખી.

દેશી રાજ્યોમાં બીનદરમિયાનગીરીથી રાજાઓમાં સ્વચ્છંદ વધ્યા. પ્રજા તરફની બેદરકારીએ ઘર કર્યું અને મન ફાવે તેવું રાજતંત્ર ચલાવવાનો પરવાનો જ લખાવી લાવ્યા હોય તેમ અમુક રાજાઓ તો નીરંકુશતાથી પ્રજા દમનમાં એટલા બધા આગળ વધી ગયા કે સમુદ્રની ભરતી માફક વિરોધના બુદબુદો સપાટી ઉપર તરવા લાગ્યા અને રાજ્યોના બેફામ વહીવટ અને ઉડાઉગીરી કે દમનનીતિ સામે ઉંડો ઉંડો પુણ્ય પ્રકોપ પ્રજળી ઊઠયો.

આ બધાથી અને બ્રિટીશ તાજને કોઈ અને કોઈ સ્વરૂપે દેશી રાજ્યોને દબાવી પોતાના લાભો વધારવાનો મોહ તો હતો જ એટલે પ્રજાના નામે રાજાઓને દબાવવા માટે અને સરકારનું કામ કાઢી લઇ શકાય એવા ઉદ્દેશથી બીન દરમિયાનગીરીના નીતિ સૂત્રો પડતા મૂકવામાં આવ્યા અને દરમિયાનગીરી કરીને પણ રાજાઓની સાન ઠેકાણે લાવવાની વાતો વિચારાણી અને આ બધાને અન્તે રાજસ્થાની હિન્દમાં રાજપ્રકરણી વહીવટની શરૂઆત થઇ અને રાજ-પ્રકરણી નામનું નવું ખાતું ત્યારથી અસ્તીત્વમાં આવ્યું.

હિન્દુસ્તાનમાં અઢારસો નવાણુંમાં ભયંકર દુષ્કાળ પડયો હતો ત્યારે ભૂખ દુઃખ અને તરસથી હજારો માણસો મરણને શરણ થયેલા. ત્યાર પછી ઇન્ફ્લ્યુએન્ઝા ફાટી નીકળ્યો અને પ્રજા ખૂબ ખૂબ રીબાણી. તેવે વખતે દેશી રજવાડાની પ્રજાને બીજાના દરજ્જે વધારે હેરાનગતિમાં ઊતરવું પડેલું. દેશી રાજ્યોએ ત્યારે કોઈ સાધનોથી તેમની મદદ કરેલી નહિ આવા કારણો આગળ લાવીને બ્રિટીશ સત્તાએ રજવાડાઓમાં દરમિયાનગીરી કરવાની શરૂઆત કરી અને ત્યારે રાજાઓની સાન ઠેકાણે લાવવાના ઠીકઠીક પ્રયત્નો પણ થયેલા ખરા.

ભૂતપૂર્વના બનાવો ઉપર નજર કરીશું તો આવી દરમિયાનગીરીના ત્રણ દાખલાઓ બન્યા છે અને તેમાં સાર્વભૌમ સત્તાએ લગભગ સખત હાથે કામ લીધું

હોય એમ જણાઈ આવે છે. ૧૮૭૩માં વડોદરાના કેસ વખતે વડોદરાની સરકારે બ્રિટીશ સાર્વભૌમત્વને એવી મતલબનું કહેલું કે 'અમારા કેસમાં કમીશન નીમી ઉપલી પદ્ધતિસર નીકાલ લાવવાનું ધોરણ સ્વીકારવામાં આવ્યું છે તે બંધબેસતું ગણી શકાય નહિ. વડોદરા રાજ્ય અને વડી સરકાર વચ્ચેના સંબંધો અને સંધીપત્રકો એવા દરજ્જાના છે કે જેની રૂએ આવું કોઇ કમીશન નીમી શકાય નહિ.'

ગાયકવાડના આ વાંધાના સમર્થનમાં નહિ ઊતરતા તે વખતના હિન્દના ગવર્નર-જનરલે દરમિયાનગીરીના તાજના હક્ક પરત્વે ચોખવટ કરી હતી. 'સંધીપત્રોની ભાષામાં પણ દરમિયાનગીરીને પૂરેપૂરો અવકાશ રહે જ રહે છે હિન્દુસ્તાનમાં સર્વોપરિ સત્તા તો અંગ્રેજ સરકાર જ છે એ પણ તમે જ (ગાયકવાડે) કહ્યું છે અને કબૂલ રાખ્યું છે અને તે સરકારની પોષક મહેરબાની અને માયાળુ રક્ષણ ઉપર જ હિન્દી રાજસ્થાનોનું અસ્તિત્વ અને આબાદી વધારેમાં વધારે અબાધિત રાખે છે.'

આગળ ચાલતા વાયસરોય વડોદરાને એવી જ મતલબનું જણાવે છે કે 'કોઈ પણ માણસ દુષ્કૃત્ય કરતો હોય એવું માલમ પડે તેના રક્ષણ માટે હું અંગ્રેજ લશ્કર રાખવાને સંમત થઇ શકું નહિ. અંગ્રેજી સત્તા જે રાજ્યની હૈયાતી સ્વિકારતી હોય કે રાજ્યને નીભાવતી હોય તે રાજ્યની ગેરવ્યવસ્થાની અમુક જોખમદારી અંગ્રેજી સત્તાની પણ છે.

એટલે તો આવા રાજ્યોની સ્થિતિમાં સુધારણા થાય અને ભયંકર અવ્યવસ્થાઓ નાબૂદ થાય એ જોવું એ અંગ્રેજ સરકાર માટે યોગ્ય છે એટલું જ નહિ પણ એમ કરવું એ એની નિશ્ચયાત્મક ફરજ છે.'

'વડોદરા રાજ્યના અમલમાં કે તેની વીગતોમાં ઊતરવાની બ્રિટીશ તાજે કોઈ દિવસ ઇચ્છા કરી નથી અને આજે પણ તેવી કોઇ ઇચ્છા નથી. વડોદરા રાજ્યની પ્રજાની જવાબદારીઓ અને ફરજને લક્ષમાં રાખીને તે સારી રીતે ચાલતી હોય તે જેમ રાજ્યને જોવાનું છે તેમજ વડી સરકારને પણ જોવાનું રહે છે. આવી જવાબદારીઓ રાજ્ય અદા ન કરી શકે, અરાજકતાને ચલાવી લેવામાં આવે, વડોદરા રાજ્યની પ્રજાને પૂરો ન્યાય ન મળે, લોકોના જાન માલનું રક્ષણ ન થાય અને દેશ તથા પ્રજાના સામાન્ય હિતની અવગણના થાય ત્યારે એ અનીષ્ટો દૂર કરવા અને સુરાજ્યની સ્થાપના કરવા માટે પોતાની ન્યાય બુદ્ધિને સૂઝે તેવા રસ્તે બ્રિટીશ સરકાર અવશ્ય દરમિયાનગીરી કરી શકે.'

આવાજ બીજા કિસ્સામાં સરકારે દેશી રજવાડામાં માથું માર્યું હોય તો તે મણીપૂર રાજ્યમાં **૧૮૯૧માં જબ્બર** તોફાન થયાં અને જેને પરિણામે મહારાજાને ગાદીત્યાગ કરવો પડ્યો અને તે વખતના આસામના કમીશ્નરને સમાધાની કરવા મણીપૂર મોકલવામાં આવેલા તેમની સાથેના ચાર અમલદારોને મહારાજાનો ભાઈ તે વખતે ગાદી હાથ કરી

બેઠો હતો તેમણે દગાથી પકડયા અને પાછળથી ફાંસીને માચડે લટકાવી દીધા. આની સામે બ્રિટીશ સરકારે સખત હાથે કામ લીધું. એક લશ્કરને મોકલી જેઓ ખૂનના જવાબદાર હતા તેમને પકડી તેમની સામે કેસ ચલાવી અને બધાને ફાંસીને લાકડે લટકાવવામાં આવ્યા.

મણીપૂર રાજ્ય એ સામ્રાજ્યને તાબેદાર અને સંરક્ષીત રાજ્ય હોવા ઉપરાંત સાર્વભૌમ સત્તાને તાબે રહેવાને તે પાત્ર છે. કાયદેસરના હુકમના બળજબરી પૂર્વક કરેલા અનાદરને–લડાઇ લડવી, રાજદ્રોહ-બળવો અથવા ગમે તે નામ આપવામાં આવે તો પણ તે ગુન્હો છે અને તે થયો એટલે તેમાં ભાગ લેનાર વ્યક્તિઓને તેમ જ સમસ્ત રાજસ્થાનને યોગ્ય શિક્ષા કરવી તે વાજબી કારણ છે. એક બાજુ સામ્રાજ્ઞીના પ્રતિનિધિ તરીકે કામ કરતી હિન્દી સરકાર અને બીજી બાજુ તેના સર્વોપરિપણા નીચેના હિન્દી રાજસ્થાનો એ વચ્ચેના સંબંધોને આંતર રાષ્ટ્રીય ધોરણ લાગુ નથી પડતું.

શહેનશાહની સર્વોપરિ સત્તા છે એ જ રાજસ્થાનોની તાબેદારી બતાવે છે. પોતાના ઉન્નત શ્રેષ્ઠાધીકારની રૂએ મણીપૂરમાં અને બીજા સુરક્ષીત રાજ્યોની અંદર કોઇ મનુષ્યની હાજરી અનિષ્ટ રૂપ જણાય તો વહીવટી હુકમથી તેને દૂર કરવાનો સર્વોપરિસત્તાનો અબાધીત અધીકાર છે. અને માજી મહારાજાને કાઢી મૂકવા સંબંધમાં પોતાનો નીર્ણય જાહેર કરવા માટે પોતાના રાજપ્રકરણી ખાતાના અમલદાર દ્વારા દરબાર બોલાવવાનો અધીકાર પણ સર્વોપરિ સત્તાનો છે.

અને જો સેનાપતિને દેશવટો આપવાના રાજપ્રકરણી હુકમનું પાલન ન થાય તો તે અમલદારની એ ફરજ હતી કે સેનાપતિને ગીરફતાર કરવા હરકોઇ યોગ્ય પગલાં લેવા. ગવર્નર–જનરલની કાઉન્સીલના અભિપ્રાય પ્રમાણે આ પ્રકારની પરહેજી સામે હથિયારબંધ અને હિંસક સામનો કરવો તે ફિતૂરીનું કૃત્ય ગણાય અને બ્રિટીશ હિન્દના મેજીસ્ટ્રેટનું વારંટ ધરાવતા પોલીસ અધીકારીની સામે થવુ અને તે માટે સ્વબચાવની દલીલ કરવી એ જેટલું વ્યાજબી છે તેથી વિશેષ વ્યાજબીપણું આમાં નથી. ઉપર પ્રમાણેનું આરોપનામું મણીપૂર બળવામાં સંડોનારા ઉપર ફરમાવવામાં આવેલું.

હિન્દુસ્તાનના રાજસ્થાની ઇતિહાસના સીમાચિન્હ રૂપ બનાવ તો લોર્ડ રિડીંગે નીઝામ સરકારને રાજાઓ અને સર્વોપરિસત્તાના સબંધો વિષે ચોખવટ કરતો જે જવાબ આપેલો તે જ ગણી શકાય. મધ્ય પ્રાંત અને નાગપુરના વિશાળ રસાળ પ્રદેશોમાં આવેલો વરાડ પ્રાંત ફળદ્રુપતામાં હરકોઇ સરસ ભૂમિની બરોબરી કરી શકે. બ્રિટીશ તાજને સો વરસને પટ્ટે અપાયલો એ પ્રાંત નીઝામની સરકારે એ મુદત પૂરી થતી હોવાના બહાના નીચે પરત સ્વાધીન કરવાને માટે ઉઘરાણી કરી અને સાથે સાથે સાર્વભૌમ સત્તા અને હૈદ્રાબાદ સ્ટેટના સંધીપત્રકોની વાત પણ છેડી. નામદાર નિઝામ સરકાર એ હિન્દની રાજસ્થાની સત્તાઓમાં સર્વોપરિપણું ભોગવે છે. અને બ્રિટીશ સરકારે આવી સત્તાઓને

મિત્ર રાજ્યો તરીકે સંબોધી છે એટલે નિઝામ એ તો સાર્વભૌમ સત્તાની બરોબરી કરી શકે એવું રાજ્ય ગણાય એમ કહીને હૈદ્રાબાદ સ્ટેટે પોતાનો દાવો આગળ ધરેલો. આના જવાબમાં લોર્ડ રિડીંગે ઐતિહાસીક પત્ર લખેલો તેમાં સ્પર્શતા મુદ્દાઓ જે રાજસ્થાની પ્રશ્નોને લગતા છે તેટલા પૂરતું જ અહીં તેનું અવતરણ કરીએ.

બ્રિટીશ તાજ અખીલ ભારતવર્ષમાં સર્વોપરિ છે. અને હિન્દી રાજસ્થાનનો કોઈપણ રાજકર્તા બ્રિટીશ સરકારની સાથે સમાનતાની સરખામણીયે સંદેશા ચલાવવાનો વાજબી દાવો કરી શકે નહિ. બ્રિટીશ તાજનું આ સર્વોપરિપણું માત્ર સંધીઓ અને હક્ક પત્રકો ઉપર જ નીર્ભર નથી. પરંતુ તે બધાથી અનોખું અને પરરાજ્યો અથવા પરરાજ્યોને લગતી નીતિ પરત્વે એના શહેનશાહી હક્કથી યે તદ્દન નિરાળું એવું સર્વોપરિપણું છે. રાજસ્થાનોની સંધીઓ અને બંધણીખતોને માન આપવાની સાથોસાથ આખાયે હિન્દમાં શાન્તિ ને વ્યવસ્થા સાચવવી તે બ્રિટીશ સરકારનો અધિકાર તેમજ જવાબદારી છે.

હિન્દી રાજસ્થાનોમાં દરમિયાનગીરી કરવાનો બ્રિટીશ સરકારનો અધિકાર તે બ્રિટીશ તાજના સર્વોપરિપણાની બીજી પારિણામીક પરિસ્થિતી છે. અલબત ખાસ ગંભીર કારણ વિના દરમિયાનગીરી નહિ કરવાનો પોતાનો હેતુ બ્રિટીશ સરકારે વારંવાર દર્શાવ્યો છે, પરંતુ બહારની તેમજ તેટલા

પ્રમાણમાં પોતાની હકુમતની અંદરની જે શાંતિ હિંદી રાજસ્થાનો ભોગવે છે તે બ્રિટીશ સરકારની રક્ષક સત્તાને જ છેવટે આભારી છે અને જ્યાં જ્યાં સામ્રાજ્યના હિતનો પ્રશ્ન હોય અને રાજ્યના કૃત્યને કારણે પ્રજાના હિતને ગંભીર અને ઊંડો આઘાત લાગ્યો હોય ત્યાં ત્યાં જરૂર પડે તો નિવારણના પગલાં લેવાનો છેવટનો અધિકાર સર્વોપરિ સત્તાનો છે. દેશી રાજ્યો જે ઓછી વધતી હકુમતનો ઉપભોગ કરે છે તે બધી સર્વોપરિ સતાના અધિકારને આધીન છે.

બે રાજ્યો વચ્ચેની અથવા તો કોઇ એક રાજ્યની અને પોતાની વચ્ચેના તકરારનો નિર્ણય કરવો એ સર્વોપરિ સત્તાનો અધિકાર અને હક્ક છે અને જો કે કેટલાક કિસ્સામાં લવાદી અદાલત નીમી શકાય છે પરંતુ એનું કાર્ય તો માત્ર હિન્દી સરકારને પોતાનો સ્વતંત્ર અભિપ્રાય જણાવવાનું છે ને આખરી નિર્ણય તો હિન્દી સરકારને જ કરવાનો છે. આમ નિઝામની સાથે કડક હાથે કામ લીધા પછી પણ કેટલાક વરસો સુધી બ્રિટીશ તાજે દેશી રજવાડાઓમાં દરમિયાનગીરી કરેલી, ઇન્દોરના સર તુકોજીરાવ હોલ્કરને મુમતાજ બેગમ નામની એક રખાતને કારણે મુંબઇમાં બાવલા નામના એક પ્રતિષ્ઠિત વગદાર–પૈસાદાર મુસલમાન વેપારીનું ખૂન કરાવવાના કામમાં સામેલગીર હોવાનો આક્ષેપ મૂકી ગાદીયેથી ઉઠાડી મૂકવામાં આવ્યા. કાઠિયાવાડમાં આવેલી એક નાનકડી જાગીર સરદાર-

ગઢના હુસેનયાવરખાનને પણ કેટલાક વિચિત્ર કિસ્સાઓના કારણભૂત સમજીને અહમદનગરના કિલ્લામાં કેદ રાખેલા. પણ આ દરમિયાનગીરી રાજસ્થાની પ્રજાએ જવાબદાર રાજ-તંત્રની લડત ઉપાડી ત્યારે સૂકાઇ ગઇ હતી અને બ્રિટીશ તાજે કાંઈ કર્યું નહતું તે તો તેને સબન્ધ કરતા હવે પછીના પ્રકરણોમાં ચર્ચીશું.

બ્રિટીશ સરકારે વખતોવખત આવી ડખલગીરીઓ ઊભી કરીને વ્યવસ્થિત રીતે દરમિયાનગીરી ચાલુ રાખવાનું ભૂત-કાળમાં જારી રાખેલું હોવાનું કેટલાક રાજ્યોને ખૂંચ્યું આને માટે તથા કેટલીક બાબતમાં હિન્દી રાજસ્થાનોને ભવિષ્યમાં પ્રજાના નામે નજીવા બહાના કાઢી બ્રિટીશ તાજ સતાવે નહિ એટલા માટે વ્યવસ્થિત માગણીઓ અને જવાબદારી ભરી સત્તાઓ રાજાઓને મળે અને કોઇ ડખલગીરી ન રહે એવી વાતો રાજ્યો અને રાજ્યો વચ્ચે ચર્ચાવા માંડી.

એ દરમિયાન જ નરેન્દ્ર મંડળની સ્થાપના કરવામાં આવીજ હતી. તેનો ઉદ્દેશ જેમ બને તેમ જલદી દેશી રજવાડામાં સુધારા દાખલ કરી વધારેમાં વધારે સોનેરી તકો પ્રજાને ઝડપવા દેવી એવો હતો. એવા ખ્યાલને મગજમાં ઉતારવાને બદલે નરેન્દ્ર મંડળ અને બીજું થોડુંક સંગઠન કરીને એ દ્વારા રાજાઓના ભૂંસાઇ જતા હક્કો અને ખોટી ડખલમાંથી બચવા રાજાઓએ કેટલીક માંગણીઓ ઘડી કાઢી બ્રિટીશ સાર્વભોમ સત્તા આગળ રજૂ કરી. તેમાંની કેટલીક અને અગત્ય સમજવા જેવી છે તે નીચે પ્રમાણે હતી.

૧ અમે સ્વતંત્ર રાજ્યો હોઈને આંતરરાષ્ટ્રીય દરજ્જો ધરાવીએ છીએ.

૨ અમારા અને હિન્દી સરકાર વચ્ચેના સબન્ધોમાં તેમની અને, અમારી વચ્ચે સંદેશાથી વસ્તુઓનો અને પ્રશ્નોનો નીર્ણય થઈ શકે. હિન્દી સરકાર અમને હુકમ કરી શકે નહિ અથવા વડી સરકારના હુકમો નિર્ણયના સ્વરૂપમાં ન હોવા જોઇએ.

૩ તાજ અને અમારા વચ્ચેના સંબંધો માટે નવી પદ્ધતિ યોજી રાજપ્રકરણી ખાતાની અત્યારની જોહુકમી દૂર કરવી જોઈએ.

૪ અમારા આંતરિક વહિવટમાં દરમિયાનગીરી કરવાનો હક્ક તાજનો નથી.

૫ આંતરને બાહ્ય સલામતી અને અમારા પરરાજ્ય સાથેના સંબંધો એ સિવાયની વાતોમાં સર્વોપરી સત્તા તરીકે તાજને અમારા ઉપર બીજા હક્કો નથી.

૬ અમારી સંધિઓ વગેરે તાજ સાથે થયું છે એટલે અમારો સીધો સંબંધ તાજ સાથે હોવો જોઇએ. અમારી અને એની વચ્ચે બીજા એજન્ટો ન હોવા જોઈએ.

૭ સંધીઓ ઉપરાન્ત અમારી ઉપર દબાણથી ચાલુ થયેલ વહીવટ, શિરસ્તાઓ રિવકૃતિઓ અને હિન્દી સરકારના નિર્ણયો બંધનકર્તા નથી.

૮ જકાત, મહેસૂલ–રેલ્વે–પોસ્ટ–તાર વગેરેમાં અમને હિસ્સો મળવો જોઈએ. ટંકશાળ ઇત્યાદી અમને ખોલવા દેવા જોઈએ.

ઉપરની માગણીઓનો પ્રચાર રાજ્યોએ જોરશોરથી આદર્યો અને બ્રિટિશ સરકારને પણ એમ લાગ્યું કે હિન્દી રાજસ્થાનો અને રજવાડા વચ્ચેના સંબંધોને નવેસરથી

ત્રરૂપ આપી ઘટતું કરવા અને જ્યાં જ્યાં બની શકે ત્યાં માગણીઓ સંતોષવા અને ન બની શકે ત્યાં વધારે કડકાઈ રી શકાય એવા સ્વરૂપમાં નવેસરથી ધોરણ ઠરાવવા બટલર કમિટી સરકારે ઊભી કરી.

હિંદુસ્તાનના નાના મોટા રાજ્યોમાં ફરી તેમની આંતરિક પરિસ્થિતિ બહુ ઉપરથી નહિ તેમ બહુ નીચેથી નહિ તેમ જાણુવાનો પ્રયત્ન બટલર કમિટીએ કરેલો. રાજાઓના ધારાશાસ્ત્રીઓને તેમની દલીલ સહીત સાંભળ્યા અને નીચે પ્રમાણે ભલામણો બ્રિટિશ તાજને કરી.

૧ જુદી જુદી રાજ્ય પદ્ધતિ અનુસાર ચાલતાં બે હિન્દુસ્તાન છે. બ્રિટિશ હિન્દુસ્તાન અને હિન્દી રાજસ્થાનો.

૨ હિન્દી રાજસ્થાનો એકબીજાથી એટલા બધા જુદા પડે છે કે તે બધાં સાથે એક સરખો વહેવાર રાખવો એ અશક્ય નહિ તો મુશ્કેલ તો છે જ.

૩ સંધી પત્રો—બંધન ખતો કે હૈયાતી પત્રો જ્યાં જ્યાં હૈયાતી ધરાવે છે, ત્યાં ત્યાં તે કાયમ રહે છે, પરન્તુ બદલાતી દુનિયાની બદલાતી પરિસ્થિતિને અનુકુળ થવા અર્થેના રાજપ્રકરણી વહીવટથી તેમાં વધારો અને ચોખવટ થયા છે.

૪ રાજાઓ અને રાજપ્રકરણી ખાતા વચ્ચેની સમ્પૂર્ણ અને નીખાલસ ચર્ચાને પરિણામે એનું આપખુદ તત્ત્વ સરકારે ક્યારનું યે ગુમાવ્યું છે, અને દિવસે દિવસે ગુમાવતી જાય છે છતાં તે સર્વોપરિ સત્તા તો રહેવી જ જોઇએ એટલે કે અણધાર્યા સંજોગો ઉત્પન્ન થાય તેને પહોંચી વળવાનું તેન હાથમાં હોવું જોઇએ.

૫ નવા તંત્ર માટે કોઈ વ્યવહારૂ દરખાસ્તો અમારી પાસે રજૂ કરવામાં નથી આવી પણ અનુભવને આધારે ધોરણમાં કેટલાક ફેરફાર સૂચવ્યા છે કે જેને પરિણામે ફરિયાદો દૂર થશે અને ઉપસ્થિત પ્રશ્નોનો નીકાલ આવશે. ખાસ કરીને અમે એમ ભલામણ કરીએ છીએ કે રાજાઓ સાથેના સર્વોપરિ સત્તાના સંબંધમાં ભવિષ્યમાં તાજ તરફનો પ્રતિનિધિ ગવર્નર જનરલ ઇન કાઉન્સીલ નહિ પણ વાઇસિરોય હોવો જોઇએ.

૬ રાજ્ય રાજ્ય વચ્ચેની રાજ્યો અને સર્વોપરિ સત્તા વચ્ચેની અને રાજ્યો અને બ્રિટીશ હિન્દુસ્તાન વચ્ચેની ઉપયોગી બાબતોમાં સ્વતંત્ર કમિટીઓની સલાહ લેવી જોઇએ.

૭ રાજપ્રકરણી ખાતાના અમલદારોની ભરતી કરવાના અને તેમને તાલીમ આપવાના માર્ગો અમે સૂચવ્યા છે અને તેના ઉપર અમે ખૂબ ભાર મુકીયે છીએ.

૮ બ્રિટીશ હિન્દુસ્તાન અને રાજસ્થાનો વચ્ચેના આર્થિક અને રાજકીય સંબંધોના નીકાલના રસ્તા અમે બતાવ્યા છે.

૯ અમે એમ ઠરાવીએ છીએ કે સંધીપત્રો બંધનખતો અને સનંદો તાજ સાથે થયા છે.

૧૦ રાજાઓ અને સર્વોપરિ સત્તા વચ્ચેના સંબંધો રાજસ્થાનોની સંમતિ સિવાય હિન્દી ધારાસભાને જવાબદાર એવી બ્રિટીશ હિન્દની સરકારને સુપ્રત થવા જોઇએ નહિ.

૧૧ પણ ભવિષ્યના નવા બંધારણનો માર્ગ વીકાસની દષ્ટિએ અમે ખુલ્લો રાખ્યો છે.

**આવી ભલામણો બ્રિટીશ સરકારને કરવા સાથે સાથે બટલર કમિટીએ તેના અહેવાલમાં રાજાઓની માગણીના**

મૂખ્ય ધ્યેય સમી અને જેમાંથી છૂટવાના રાજ્યોના ફાંફાં ઘણા હતા તે દરમિયાનગીરીના સવાલને તો સમ્પૂર્ણ ચર્ચ્યો છે. અને મૂળ સ્વરૂપમાં હતો તેમાંથી જરાયે ફેરફાર કર્યા વગર વધારે આકરા શબ્દોમાં એ જૂના દેહને વધારે મૂર્ત સ્વરૂપમાં ખડો કરી સાર્વભૌમ સત્તાની દરમિયાનગીરી દેશી રજવાડામાં કાયમ રાખી છે. આ રહ્યા બટલર કમિટીના એ મુદ્દાઓ.

'સંધી પત્રો અને સનંદોની કલમોને આધારે–શિરસ્તાને આધારે અને રાજાઓના વિશીષ્ટાધીકારો–હક્કો અને દરજ્જાને અક્ષત સાચવી રાખવાના શહેનશાહે રાજાઓને આપેલા વચનને આધારે, રાજ્યોમાં બળવો અગર દંગો થાય તે સામે રાજ્યનું રક્ષણ કરવાની ફરજ સર્વોપરિ સત્તાને શીરે રહેલી છે. આ ફરજની સાથે સંબંધ ધરાવતી સર્વોપરિ સત્તાની એ પણ ફરજ છે કે જ્યારે દરમિયાનગીરીની માગણી થાય ત્યારે અથવા જ્યારે તે આવશ્યક જણાય ત્યારે દરમિયાનગીરી કરવી. બળવા સામે રાજાનું રક્ષણ કરવાની બાહેંધરી સાથેજ એ જવાબદારી ઊભી જ છે કે એ બળવાના કારણો તપાસવાં અને વાજબી ફરિયાદો રાજાએ દૂર કરવી જ જોઈએ તેવી માંગણી કરવી. અને એ પરિણામ લાવવા માટે આવશ્યક જણાય તેવા પગલાં લેવાં એ ફરજ પણ સર્વોપરિ સત્તાની છે.

'રાજાઓના વિશિષ્ટ અધિકારો હક્કો અને દરજ્જાને અક્ષત જાળવી રાખવાને શહેનશાહે આપેલા વચન સાથે જ રાજાને નીર્મૂળ કરવાના પ્રયત્ન સામે રાજાનું રક્ષણ કરવાની

ફરજ રહેલી છે. રાજાના ગેરવહીવટને કારણે જો આવા પ્રયત્નો થતા હોય તો ઉપર જણાવેલા ફકરામાં જણાવેલ શરતે જ રાજાને તેવું રક્ષણ આપી શકાશે. જો તે પ્રયત્નો ગેરવહીવટને કારણે નહિ પરંતુ બદલો કરવાની વ્યાપક પ્રજાકીય માગણીને કારણે હશે તો સર્વોપરિસત્તાની ફરજ રાજાના અધિકાર વિશિષ્ટાધીકાર અને દરજ્જાનું રક્ષણ કરવાની રહેશે પણ તે સાથે રાજાને નીર્મૂળ કર્યા વિના આ માગણીને સંતોષ મળે તેવા પગલાં સૂચવવાની ફરજ સર્વોપરિ સત્તાને રહેશે.'

આમ બટલર કમિટીની ભલામણોનો મૂખ્ય સૂર તો ટાઢે પાણીયે ખસ કાઢવાનો હતો અને રાજાઓ બિચારા તો હતા ત્યાંના ત્યાંજ રહ્યા. સાર્વભૌમ સત્તાએ તેમના રાજ્યોમાં જે ડખલગીરી કરી તેમને કહેવાતો અસંતોષ ઊભો કરેલો તેવા પગલાને તો કમિટીએ વ્યાજબી સરના ગણ્યા. રેલ્વે તાર ટપાલ જકાત કે મહેસૂલમાં માગ્યા કોઈ હકકો રાજાઓને આપ્યા નહિ અને આમ તેમની ક્રૂર અને ઠંડી મશ્કરી ઉડાવવામાં આવી. આમ રાજાઓ નતો બ્રિટીશ તાજનો ચાહ મેળવી શકયા કે નતો તેમની પ્રજાની વાજબી માગણીઓ સંતોષી શકયા.

બ્રિટીશ તાજને તો હિન્દુસ્તાન ઉપર સર્વતોભદ્ર રાજ્ય ચલાવવું છે. એટલે એ કયારે રાજાઓનો પક્ષ લેશે અને કયારે પ્રજાનો એ કહી શકાય જ નહિ. બે ધારી નીતિથી હિન્દને સાચવી રાખવાના તેમના પ્રયત્નોનો વિશેષતર ખુલાસો આગલા પ્રકરણોમાં આપણે કરીશું.

# દેશી રાજ્યો અને જવાબદાર રાજતંત્ર

**દુનિયાની** આંતર રાષ્ટ્રીય સીકલ બદલાતી ચાલી તેમ તેમ હિન્દુસ્તાનની સ્વતંત્રતાની ભૂખ વધારે ને વધારે તીવ્ર સ્વરૂપ લેવા લાગી.-બ્રિટીશ સરકારનો દરજ્જો આંતર રાષ્ટ્રીય સમાજમાં તો સામ્રાજ્યનો હતો એટલે યુનાઈટેડ સ્ટેટ કે બીજા સ્વતંત્ર પ્રજાસત્તાકો આગળ મુશ્કેલીમાં તેમની આગળ મદદ મેળવવા જતા ગુલામ હિંદને પોતે કેવી સારી રીતે રાખે છે તે જણાવવું પડતું અને આટલા પૂરતું જણાવવાને ખાતર તેમને બ્રિટીશ હિન્દમાં કાગળ ઉપરના સુધારા દાખલ કરવા પડતા.

પણ દેશી રજવાડાની રિયાસતી પ્રજા તો રાજાઓના અનહદ ત્રાસ-જંગાલીયત અને કડણાઈઓથી વરસોથી ત્રાસેલી પડી જ છે. તેમની દાદ ફરિયાદનું સાધન એકલા રાજાઓ અને રાજાઓ જ રહ્યા છે તેમણે આપેલો ન્યાય એ જ બ્રહ્મ સૂત્ર ગણાય છે એટલે તેમનાં વિરૂધ્ધમાં આંગળી ચીંધવી એ પોતાના પગમાં કુહાડો મારવા બરોબર અગર તો હાથે નાશ નોતરવા બરોબર ગણી શકાય.

દેશી રજવાડાની પ્રજામાં શરૂ શરૂમાં કોઇ સંગઠન કે કોઈ સંપ હતા નહિ. ત્રાસેલી વ્યક્તિઓ વ્યક્તિગત જ જ્યારે તેમના ઉપર દુઃખો ઊભા કરવામાં આવેલા હોય ત્યારે વ્યક્તિગતરીતે રાજ પ્રકરણી ખાતામાં જઈને પોતાના ઉપર વિતેલી હકીકતોને અરજી સ્વરૂપમાં રજૂ કરે. પણ જે રાજ-પ્રકરણી ખાતું રાજાઓને આંખની કણી માફક ખૂંચતું આવતું તે આવા કિસ્સાઓમાં તો આંખ આડા કાન કરે, અરજી અભરાઈ ઉપર ચડાવવામાં આવે અને બિચારા પેલા પ્રજાજનના અરજી કરવા પૂરતા સ્વતંત્ર મીજાજ ઉપર રાજાશાહીનો કોરડો ફરે.

આમ કેટલાક કુટુંબો ઘરબાર વીનાના થયા કેટલાક ત્રાસથી નાશી છૂટી બીજે જઈ રહ્યા; કેટલાકો નમી પડી હંમેશની ઘરેડમાં રહીને દુઃખો સહન કરવાનું પસંદ કરતાં જ શીખી ગયા અને દુઃખોના ડુંગર રાજસ્થાના પ્રજા ઉપર સદાયના ખડકાયલા હતા તેમ જ રહ્યા.

ધીરેધીરે રાજ્યો તરફનું પ્રજા ઉપરનું પીડન એટલું બધું વધી ગયું કે સંસ્કારી અને અમૂક અંશે બહાદુર ગણી શકાય એવી વ્યકિતઓએ બીતા બીતા પણ મકકમપણે પ્રજામાં સંગઠન આદરવાના પ્રયાસો કર્યા. એ પ્રયાસો શરૂઆતના હતા. કયારેક કયારેક સપાટી ઉપર દેખાઈ આવતા તો કયારેક સાવ અદૃષ્ય થઇ જતાં. ભરતીઓટ પ્રમાણે વખત જતાં વધુ દૃઢમનના માણસોએ સંગઠન

કાર્યમાં ચિત પરોવ્યું અને એ બધાને પરિણામે અખીલહિંદ રાજસ્થાની પ્રજા પરિષદના મંડાણ થયા.

રાજસ્થાની હિન્દમાં રાજકીય ચળવળ પરિષદના સ્વરૂપમાં સર્વ પ્રથમ ઉપાડનાર તો કાઠિયાવાડ રાજકીય પરિષદ ગણી શકાય. શરૂઆતમાંથી જ તેણે જવાબદાર રાજતંત્રનું ધ્યેય સ્વિકારેલું પણ ત્યારે જોઈએ તેવું સંગઠન ન હોવાથી તેમજ લોકપ્રદેશમાં પ્રચાર લક્ષી કાર્યનો અભાવ હોવાથી એ માગણીને પૂરતું જોમ મળેલું નહિ. ત્યારે તો વિનંતીઓ કે માગણીઓ અથવા નિવેદનોના સ્વરૂપમાં જ પ્રજાની માગણીઓ સાદર કરવામાં આવતી.

અમૃતલાલ ઠક્કરના પ્રમુખપદે મળેલી ચોથી કાઠિયાવાડ રાજકીય પરિષદ સુધી આમ ચાલેલું અને ઠક્કર બાપાના ભાષણમાં ઠંડી તાકાત તો ભરી પડી જ હતી. માગણીનો જોસ્સ હતો પણ વ્યવહારીકતામાં અછત તો હતીજ. એટલે પ્રજાની ઉગ્રતા ત્યારે ઓછી હતી એમ કહી શકાય. એ રાજકીય પરિષદના પ્રમુખનાં થોડાક વિચારો આપણે જાણી લઈએ તો ત્યારની અને આજની શકિતનો આછો ખ્યાલ આવી રહેશે. એમાં આટલી માગણીઓ હતી.

'સભા તથા મંડળની સ્વતંત્રતા-જાન તથા માલની સ્વતંત્રતા-વાણી લેખન તથા વર્તમાનપત્રની સ્વતંત્રતા-પોતાના બચાવ અર્થે હરકોઈ વકીલને લાવવાની સ્વતંત્રતા-આ બધા માનવજાતીના પ્રાથમીક હકકો છે અને આ બધી સ્વતંત્રતાઓ

ઉપર આપણા બધા રાજ્યોમાં પ્રતિબંધ છે. મુદ્રણાલયમાં અને વર્તમાનપત્રો ઉપરના અણઘટતા અંકૂશો ઠેકઠેકાણે જોવામાં આવે છે. એજન્સી અને બ્રિટીશહિન્દના સીમાડામાં પરિષદો ભરી શકાય છે. છાપાંઓ કાઢી શકાય છે ત્યારે એવું રાજ્યોમાં બનતું નથી.'

'દેશી રજવાડાઓમાંના ગામડાઓમાં ગ્રામસુધારણાનો સદંતર અભાવ છે. રાજ્યોની આવકનો મોટો મદાર ગામડા ઉપર હોવા છતાં પણ રાજસત્તાએ એને ઓરમાયાં છોકરાં જેવાં ગણ્યા છે. રસ્તાઓ ભયંકર અને ખાડાટેકરાવાળા છે. ખેડૂતો અનાવ્રષ્ટિનો ભોગ બને તો કોઈ રાજ્ય પાસે જળાશયોની વ્યવસ્થાજ નથી જેથી ખેડૂતોને નભાવી શકાય. મકાનોના અઘાટ હક્ક, ગ્રામ સુધરાઈ, ગામડાને બંધ બેસતી કેળવણી વગેરેનો તો સદંતર અભાવજ છે. ભાગબટાઈ અને વિઘોટીની અનીયંત્રીતતાના કારણે તકરારો ઊભી જ છે.'

અમૃતલાલ ઠક્કરના ભાષણનો આ મૂખ્ય સૂર છે. ત્યારની પ્રવૃત્તિ સ્થિતિ અને તેના ઉપાયો તેમાં વર્ણવ્યાં છે. ત્યાર પછી તો વડોદરા મૈસુર કે ત્રાવણકોરમાં પ્રજાપરિષદો અને પ્રજામંડળો ગાજતા થયા. ઈન્દોર અને જયપુરે વ્યવસ્થીત થઈ પોતાના દુ:ખો વ્યક્ત કરવાને માટે સાધનરૂપ પ્રજાપરિષદની સ્થાપના કરી અને અખિલ હિંદ રાજસ્થાન લોક પરિષદનો ઉદ્‌ભવ થયો

રાજસ્થાન પ્રજાપરિષદે તો વ્યવસ્થિત રીતે-બંધારણીય પગલાઓને અનુસરીને તે વખતની લોકલાગણી અને મેળવ-

વાની શક્તિનું માપ કાઢીને ઠરાવો કરવા ઉપરાન્ત બ્રિટીશ સરકાર પાસે રાજાઓની નાની મોટી ફરિયાદો રજૂ કરવા માંડી. એવે વખતે રાજાઓનું ઉકાળવા બટલર કમિટી હિન્દમાં આવી અને તેની આગળ પોતાનું એક વગદાર પ્રતિનિધિ મંડળ મોકલવાનું પણ પરિષદે વિચારી કાઢયું.

પણ બટલર કમીટીએ તો પોતાના તપાસ મુદ્દાની મર્યાદાની રૂએ હિન્દી રાજ્યો તથા તેની પ્રજા વચ્ચેના સંબંધને સ્પર્શવાનો સમિતિને અધિકાર નથી ને તેને પરિણામે એ વિષયને લગતી કોઇ પણ જાહેર સંસ્થાની કે ખાનગી વ્યક્તિની લેખીત કે મોઢાની જુબાની લેવાની સ્થિતિમાં સમિતિ નથી. આવો જવાબ આપીને પ્રજાપરિષદની ફરિયાદનાં દ્વાર બીલકુલ બંધ કરી દીધા પણ રાજસ્થાની પરિષદે વધારે કુનેહથી અને વધારે વિસ્તારથી કમિટી સાથે પત્ર વ્યવહાર કરીને દલીલોનું સમર્થન કરીને હકીકતો સંભળાવવાને માટે પ્રયત્ન કર્યો અને તેમાં તેને સફળતા મળી અને તે એટલા પૂરતી જ કે પ્રતિનિધિઓ જેનું પ્રતિનિધિત્વ ધરાવતા હોય તેના વિચારો જાણવા કમિટી તૈયાર છે પરંતુ સંખ્યાબંધ આવી અરજીઓ આવેલી હોવાથી સમિતિ રૂબરૂની જુબાની સાંભળવાને બદલે લેખીત નિવેદન સ્વીકારશે

આમ બટલર કમિટી આગળ અખીલ હિન્દ રાજસ્થાન પ્રજાપરિષદના પ્રતિનિધિઓએ રાજ્યોમાં પડતા દુઃખો અને પોતાના હક્કના રક્ષણ માટેની બ્રિટીશ તાજની જવાબદારીનો

ઉલ્લેખ કરી જે નીવેદન રજૂ કરેલું તેનો સાર ભાગ નીચે પ્રમાણે કહી શકાય.

રાજસ્થાનોની અંદર કેટલાક વખતથી રાજકીય હીલચાલ જોર પકડી રહી છે અને હિન્દી રાજ્યોના પ્રશ્નો તેમ જ એ રાજ્યોના આંતરિક વહીવટમાં આવશ્યક થઈ પડેલા સુધારાઓ છેલ્લા કેટલાક વર્ષો થયાં જુદાં જુદાં રાજ્યોની પ્રજા પોતાની વારંવાર ભરાતી પરિષદોમાં ચર્ચતી થઇ છે.

એમ લાગેલું કે હિન્દી રાજસ્થાનોની એકંદર પ્રજાના વિચારો રજૂ કરનાર તથા તેઓની વતી બોલનાર કોઇ એક મધ્યસ્થ સંસ્થાની તાત્કાલીક જરૂર છે અને તેને પરિણામે સર્વ રાજસ્થાન પ્રજાપરિષદ નામે ઓળખાતી એક કાયમી સંસ્થા હૈયાતીમાં લાવવામાં આવી. રાજસ્થાની પ્રજાના સંયુક્ત જાહેર મતના જોરથી રાજ્યોના રાજ્ય વહીવટમાં ફરી સુધારા દાખલ કરાવવા પૂરતી એકંદર તમામ રાજસ્થાનોના રાજતંત્રો ઉપર અસર પહોંચાડવાના સર્વ સામાન્ય ઉદ્દેશથી પ્રેરાઇને હિન્દી રાજસ્થાનોના લોકોએ આ સંગઠન સાધ્યું છે.

આબકારી વેરાઓનું ભારણ, અફિણના વાવેતરની મનાઈ, મીઠું પકવવાની મનાઇ, દારૂની બનાવટ અને વેચાણ સંબંધમાં શરતોની ફરજ. આ અને આવી વસ્તુઓની સાથે રાજસ્થાની પ્રજાને ખાસ સંબંધ છે અને આ બધાની બાબતમાં રાજાઓ વિચારો રજૂ કરે તે પ્રજાના વિચારો ન જ ગણવા જોઈએ.

સંધીઓ અને શિરસ્તાઓને આધારે સ્થાપિત થતા અગર તો વ્યાજબી ઠરતા સાર્વભૌમ સત્તા અને રાજસ્થાનો વચ્ચેના સંબંધો જાળવી રાખવાને લોકો રાજાઓ જેટલા જ ઉત્સુક છે અને રાજ્યની સમર્થતા અગર સ્વાધીનતાની રક્ષાએ રાજાઓ માફક પ્રજાની ચિંતાનો પણ વિષય છે. એટલે હિન્દની અત્યારની રચનામાં રાજસ્થાનોના સ્થાન અને દરજ્જાને અસર કરનારા કોઈ પણ ફેર ફારની સાથે પ્રજાને પ્રાણ સબન્ધ છે.

દેશી રાજ્યોમાં થોડા અપવાદ સિવાય કાયદાના શાસનનો અભાવ છે. 'કાયદાનું રાજ્ય' એ શબ્દોનાં જથ્થાબંધ હકકો, અધીકારો અને જવાબદારીઓનો સમાવેશ થાય છે તેની સંપૂર્ણ વ્યાખ્યા કયાંય કરવામાં આવી નથી. દેશી રાજ્યોમાં વ્યકિતના સ્વાતંત્ર્યની હસ્તી જ નથી. જો કોઈ વ્યકિતને કેદ પકડવામાં આવે છે તો એને કેદમાં અટકાયત કરનાર અધીકારો સામે 'હેબીયસ કોરપસ'ના કાયદાની રૂઈએ કશો જ ઇલાજ નથી. કોઈના માલમિલકતની સલામતી નથી. ઘણા ખરા રાજ્યોમાં રાજસત્તાની સામે તેની પોતાની ન્યાયની અદાલતોમાં દાવો લાવી શકાય તેમ નથી.

એવા સંખ્યાબંધ દાખલાઓ છે જેમાં રાજાના હુકમથી ખાનગી વ્યકિતઓની મિલકતો જપ્ત કરવામાં આવી છે અગર તો વર્ષો સુધી કબજામાં રાખવામાં આવી છે. કેટલીક

વાર જાગીરદારોની અને બીજાની જાગીરો કે મિલકતો જપ્ત કરવામાં આવી છે અને આવી બધી વાતોમાં રાજ્યના પગલા સામે કોઈ ઈલાજ નથી. રાજાઓના આપખૂદ ગેરવાજબી આચરણોને લીધે પ્રજાજનોને વ્યક્તિગત રીતે ખૂબ જ દુઃખ અને કનડગત સહન કરવા પડયાં હોય એવા સેંકડો દાખલા છે. સર્વોપરિસત્તા આવા કિસ્સાઓમાં કાંઈ ઈલાજ ન લે અથવા બે ધ્યાન રહે તો પ્રજાને રાજાઓની દયા ઉપરજ નભવું રહે.

વડોદરાના કિસ્સા વખતે લોર્ડ નોર્થબ્રુકે પણ એવો અભિપ્રાય આપેલો જ હતો કે 'બ્રિટિશ સત્તાથી સંરક્ષીત એવાં રાજતંત્રનો ગેરકારભાર એ એવો ગેરકારભાર છે કે જેની જવાબદારી અમુક અંશે બ્રિટીશ સરકારને શીરેજ આવે છે. એટલે ગેરવહીવટવાળાં રાજસ્થાનોનું તંત્ર સુધારવું અને જૂલ્મો ટાળવા એ બ્રિટીશ સરકારનો હકક છે એટલું જ નહિ પણ તેની એ સ્પષ્ટ ફરજ પણ છે.'

રાજ્યોની હદમાં જાહેરસભા ભરવાનો પ્રતિબંધ હોવાથી ઘણીખરી પ્રજાપરિષદો રાજ્યોની બહારજ બ્રિટીશ હદમાં કે જીલ્લાઓમાં જ ભરાય છે. રાજ્યોમાં વર્તમાનપત્રો ઘણાં જ થોડાં છે. તમામ દેશોમાં છાપખાનું એ તો સુધાનનું એક સાધન ગણાય પરન્તુ તેજ સાધન અત્યારે લગભગ ઘણાં ખરા રાજસ્થાનોમાં હસ્તિ ધરાવતું જ નથી. અને જ્યાં કોઈ ગણ્યાંગાંઠયાં છાપાં હસ્તિમાં છે ત્યાં કડકમાં કડક છાપખાનાના

કાયદા છે. પરિણામે દેશી રાજ્યોમાં રાજ્યતંત્રના કૃત્યો પર કશી ટીકા-ચર્ચા લગભગ અશકય છે અને બ્રિટીશ હિંદના જે છાપાંઓ રાજ્યો ઉપર ટીકા કરે છે તેમને જપ્ત કરવામાં આવે છે. તેના પ્રચારની મનાઈ કરવામાં આવે છે.

આ બધું બની રહ્યું હતું ત્યારે જ મુંબઈ મુકામે મળેલી રાજસ્થાનની અખીલ હિન્દ પરિષદે ઠરાવ દ્વારા માંગણીઓ કરેલી કે :

> સ્થાનિક સ્વરાજના ક્ષેત્રમાં તેમજ કાયદાના ઘડતરમાં કર નાખવામાં અને એકંદર રાજ્ય કારોબારનું નીયમન કરવામાં રાજ્યોની અંદર વર્ણના ધોરણે પ્રજા પ્રતિનિધિ સંસ્થાઓ સ્થાપવી જોઈએ.
>
> રાજ્યોના અંદાજ પત્રો પ્રજા પ્રતિનિધિ સભાઓ પાસે મૂકવા જોઈએ.
>
> રાજ્યની મહેસૂલને રાજાઓના અંગત ખર્ચથી અલાયદી કરવી અને રાજાના અંગત સાલિયાણા પણ પ્રજા સભાનાં મત પ્રમાણે રજૂ થવા જોઈએ.

ન્યાયતંત્ર તદ્દન સ્વતંત્ર જોઇએ. ન્યાય અને કારોબારી તંત્રો દરેક રાજ્યોમાં તદ્દન નોખાં પાડવાં જોઇએ, અને ન્યાય કારોબારમાં રાજાની દરમિયાનગીરી બિલકુલ બંધ પડવી જોઇએ. આ બધું બટલર કમિટી પાસે પેશ કરવામાં આવેલું.

બ્રિટીશ સરકાર અને રાજાઓ ઉપલી માંગણીઓ પ્રત્યે ઉદાસીનતા સેવતા હતા અને કાંઇક બેદરકારીથી કે સત્તાના

ચકચૂરપણાથી પ્રજાની નબળાઈ સંગઠન પરત્વેની ખામીનું દર્શન કરનાર એ વર્ગ તેમની માંગણીઓ ઠોકરે મારતો હતો ત્યારે બીજા ભાગમાં વડોદરા રાજ્ય પ્રજામંડળ અને મહિસૂર અને ત્રાવણકોર રાજ્ય પરિષદો લોકગણમાં ઘુમીને જોશીલો પ્રચારકાર્ય કરતાં હતાં.

જે અરજીઓ વિનંતીઓ અને માગણીઓથી મેળવી શકાણું નહિ તે પ્રજા પ્રયત્ન અને લોકમાનસમાં ઊંડા ઊતરી તેમને તેમની જવાબદારીઓ સમજાવી વધારે જવાબદારીના ભાન સાથે કુચ કદમ કરી પ્રજામંડળો અને પ્રજા પરિષદો એ સમજાવ્યું અને તે તે પ્રજાના રાજાઓ કાંઈક સમજુ કાંઈક સમય પારખું કે કાંઈક દીર્ઘ દૃષ્ટિવાળા હોવાથી તેમણે પ્રજાની શક્તિમાં આવતા પ્રચંડ રાષ્ટ્ર તેજના પૂર નીહાળ્યા.

સર સયાજીરાવની કુશળતા ભરેલી રાજનીતિ અને બાહોશી બંધારણીય દરજ્જામાં દીપી ઉઠયાં અને મહિસૂર તથા ત્રાવણકોરનાં ભલા રાજવીએ સમયવર્તી પ્રજાને બંધારણીય રસ્તાઓએ દોરી. ધારાસભાઓ પછી ભલે તે વધારેમાં વધારે રાજ્ય તરફેણુ તાણનારી હતી તે સ્થાપવામાં આવી. લોક સુખાકારીની સગવડો ખાતર લોકલબોર્ડો, પંચાયતો અને ઈતર અર્ધ સરકારી સંસ્થાઓ ખોલવામાં આવી. ફરજિયાત અને મફત કેળવણીની શરૂઆત થઈ. વાણી સ્વાતંત્ર્ય અને વર્તમાન વાંચનની પ્રજાની ભૂખ તરફની પહેલાની ઉદાસીનતામાં ફરક પડયો અને આમ પ્રજા સંગઠને કાંઈક કરી બતાવ્યું,

જ્યારે બીજી બાજુ કાશ્મીર અને હૈદ્રાબાદ જેવા હિન્દના પ્રથમ હરોલનાં અને જબ્બર રાજ્યોમાં પ્રજાહીલચાલને રાજ્ય કર્મચારીઓએ કોમી લડતના વાઘા આપી જાહેર મત કેળવવાનો પ્રયત્ન કરતા હતા, જ્યારે ખરી રીતે તો એ લોક લડતો કે ચળવળો તો ભૂખ અને દુઃખમાંથી કે બેકારીમાંથી જ પરિણમી હતી. કાશ્મીરના બહુસંખ્ય મુસલમાનો અલ્પ સંખ્ય હિન્દુઓને પોતાના નાના ભાઇ સમજીને જ તેમના હકકોનું રક્ષણ પોતાના હકકો સાથે જોડી દઇને ખભ્ભે ખભ્ભો મિલાવી એકતાન બની કરી રહ્યા હતા આને કોમી સ્વરૂપ આપનાર કાશ્મીરના મહારાજાને ત્યાંના મહાન રાષ્ટ્રીય સેવક અબદુલ્લાએ સારી રીતે ઉઘડા લીધેલા.

હૈદ્રાબાદમાં અલબત્ત રાજ્ય તરફથી ધાર્મિક બાબતમાં ડખલગીરીઓ નાખવામાં આવતી ત્યારે ત્યારે પ્રજા માનસ ઉકળી આવતું અને રાજ્ય મુસલમાનો પ્રત્યે પક્ષ રાખતું તેને માટે વિરોધ થતો પણ એ વિરોધ મુસ્લિમ ભાઇઓ સામે નહિ પણ રાજકર્તાની જે ફરજ પ્રજાના જાનમાલની કે ધર્મની સલામતીમાં સમાણી હોય તેમાંથી ચ્યુત થવા સામે હતો.

ત્રીજી બાજુ પતિયાળા, અલ્વર કે હિન્દનાં ઘણાં રજવાડાઓમાં ખૂન, ત્રાસ અત્યાચાર અને બેદીલી ફેલાવવાના અસંખ્યતર દાખલાઓ બની રહ્યા હતા અને રોજબરોજના કાર્યમાં પ્રજા ઉપર જે ડખલગીરીઓ વધતી જ ચાલી હતી તે રાજકીય મંડળોમાં ચર્ચાનો વિષય થઇ પડયાં હતાં.

નીમુચાણુાના હત્યાકાંડમાં નીર્દોષ પ્રજાજનો ઉપરનાં ગોળીબાર અને પતીયાળા નરેશના ખાનગી જીવનમાં તેમની ઇચ્છા–મહેચ્છાઓ પૂરી કરવામાં અનીચ્છા બતાવનાર હજારો સ્ત્રીઓને ભયંકર રીતે મારી નાખવાની હકીકતો પણ ચર્ચાતી હતી.

આ બધું બની રહ્યું હતું. રાજકીય તખ્તા ઉપર હિન્દી મહાસભા જબ્બરજસ્ત વાતાવરણ અને આંદોલન જગવી રહી હતી અને વિભાગીય રાજકીય પરિષદો અને પ્રજામંડળો સાથે અખીલ હિંદ રાજસ્થાની પ્રજાપરિષદ કુચ-કદમ માંડી રહી હતી ત્યારના એ વાતાવરણને ખાળવા અને કાંઇક ઠંડુ પાણી નાખવાના કે તેમને બધાને થોડીક-વાર બીજી વિરૂદ્ધ દીશામાં રોકીને વધારે ઉગ્રવાતાવરણ બનતું અટકાવવા બ્રિટીશ સરકારે ગોળમેજી પરિષદ યોજી.

બીજી ગોળમેજી પરિષદમાં હિન્દી રાષ્ટ્રીય મહાસભાએ એકલ પ્રતિનિધિ તરીકે મહાત્માગાંધીજીની નિમણૂક કરી અને સમસ્ત રાષ્ટ્રની ખોળાધરીઓમાં રાજસ્થાની હિતની ખોળાધારીઓની જવાબદારી મહાસભાએ ત્યારે સ્વિકારેલી એટલે રાજસ્થાની પ્રજા તરફથી કોઇ સ્વતંત્ર પ્રતિનિધિ ગોળ-મેજી પરિષદમાં મોકલવાની વાત ત્યારે વિચારાયલી નહિ પણ પાછળથી શ્રીયુત અમૃતલાલ શેઠ અને રાજસ્થાની પ્રશ્નના અઠંગ અભ્યાસી અને દેશી રાજ્યોની લોકલડત બંધારણીય રીતે રજૂ કરનાર શ્રીયુત અભ્યંકરને પ્રજાએ પ્રતિનિધિઓ તરીકે મોકલવાનું નકકી કર્યું.

એમાં કોંગ્રેસ તરફ કે મહાત્માજી તરફ રાજસ્થાની જાનું એવું પ્રતિનિધિ મંડળ ગોળમેજીમાં મોકલવામાં ઈ અવિશ્વાસ કે એવું કાંઈ પણ કારણ ન હતું પણ ાળમેજી સિવાયના બ્રિટીશ સામ્રાજ્યના મુખસમા ઈંગ્લાન્ડના તેર મંડળો સંસ્થાઓ અને રાજકીય પક્ષો સમક્ષ આ તિનિધિ મંડળ રાજસ્થાની પ્રજાનો દાવો સફળ રીતે રજૂ રી શકે એવી પ્રતિષ્ઠિત નેમજ હતી.

અત્યાર સુધી યુરોપમાં–સ્પેનના રાજદરબારમાં કે ફ્રાન્સની નસુંદરીઓ આગળ ગળામાં ઠાંસોઠાંસ કિંમતી હારો ને જવાહીરો પહેરીને પોતાના ઐશ્વર્યનું પ્રદર્શન ાનારા અને પોતાને ત્યાંની પ્રજા ભૂખમાં સબડતી હોય ત્યાં રાયે ઉદારતા કે શરમનો છાંટો સરખો ન બતાવનારા ન્દના રાજાઓ શેરીઓમાં અને ચોટામાં હાથીઓની અંબાડી પર બેસી કોથળીઓના મૂખબંધો ઉઘાડા મૂકી ખોબે ને ોબે યુરોપના ગરીબ લોકોમાં પૈસા વેરનારા અને વાહવાહ કેવડાવનારા કે એ ગરીબોને મોઢે 'ઇન્ડીયન રાજા' ઈન્ડીયન જાના સૂત્રો પોકારાવીને રાજી થનારા રાજાઓની વણઝારો તત પણે યુરોપમાં હરિફરી રહી હતી.

તેમને ઉઘાડા પાડવામાં હિન્દુસ્તાનમાંની તેમની રંજાડ ને લોકલાગણી દુભાવવાના કૃત્યો, ખૂનામરકી, મારફાડ ત્રાસ ને ઈતર કારણોએ પ્રજાના જાનમાલની બીન સલામતી, રતુકો કઠણાઇઓ ઊભી કરી પ્રજાને ચૂસનારા અને યુરોપમાં

બડી બડી વાતો કરનારા એ રાજાઓની પોલ જાહેરમાં ખુલ્લી કરવામાં આ પ્રતિનિધિ મંડળે અગત્યનો ફાળો આપ્યો અને પોતાને યુરોપમાં પ્રગતિશીલને નામે ઓળખાવનારા બીકનેર અને પતિયાળા તથા બીજા ઘણાક રાજાઓના અંધેર કારભારની આંકડા અને વીગતવારથી ભરપુર હકીકતો પત્રીકાઓમાં છાપીને લાખોને મોઢે છૂટથી વેંચવામાં આવી અને ઇંગ્લાંડ ફ્રાન્સ અને યુરોપની અન્ય સ્વાતંત્ર્ય પ્રેમી પ્રજામાં સુશાસનના બણગાં ફુંકનાર એ રાજાઓને જેવા અને તેવા સ્વરૂપમાં રજૂ કરનાર એ પ્રતિનિધિ મંડળનો ફાળો રાજસ્થાની ઇતિહાસમાં ઓછો ન કહી શકાય.

ગોળમેજી પરિષદની પૂર્ણાહુતીએ હિંદના દરેક પક્ષે એક અવાજે જેને ગોઝારૂં કહી ધીક્કારી કાઢયું તે સમવાયતંત્રની ભેટ હિન્દુસ્તાનને મળી અને એ ફેડરેશન વિષે સર્વાંગ સંપૂર્ણ હકીકત વધારે સારા સ્વરૂપમાં જાણી શકાય તેટલા માટે બીજા પ્રકરણમાં તેનો ઉલ્લેખ કરીશું

હિન્દના રાજકીય વાતાવરણમાં હિન્દી મહાસભાનો દરજ્જો વર્ષો વીતતા વધુ અને વધુ ઉચ્ચતર બનતો ગયો અને આગળ ઉપર એ સંસ્થા એટલી બધી ઊંચ કક્ષાએ જઈ પહોંચી કે બ્રિટીશ સાર્વભૌમત્વનું સ્થાન ભવિષ્યમાં ચોક્કસ કોઇ પણ સંસ્થા લ્યે તો એ હિન્દી રાષ્ટ્રીય મહાસભા જ હોઇ શકે એવું દરેકે દરેક સ્વમાની પ્રતિષ્ઠિત ઠરેલ કે રાજકીય રંગોથી રંગાયેલા હિન્દીને લાગવા ઉપરાંત રાજાઓ પણ એ બાબતો

ખ્યાલ બાંધવા લાગ્યા. આવી હિન્દી રાષ્ટ્રીય મહાસભાની નીતિ રાજસ્થાની પ્રજાના મૂળભૂત હકકોના સિદ્ધાંતો અને માગણીઓ પરત્વે કેવા પ્રકારની હતી એ જવાબદાર રાજતંત્રના સવાલ ઉપર આવતા વધુ અગત્યનું હોઇ તપાસી જઇએ.

પહેલેથી છેલ્લે સુધી રાજસ્થાની પ્રજાના પ્રશ્નો પરત્વેની રાષ્ટ્રીય મહાસભાની નીતિ બીન દરમિયાનગીરીની રહી છે. એટલે એનો અર્થ એમ નથી થતો કે કોંગ્રેસે દેશી રજવાડાના પ્રશ્નોમાં ઉદાસીનતા સેવી છે અથવા તેને મદદ નથી કરી. ઊલટાનું જ્યાં જ્યાં જરૂર જણાઇ છે ત્યાં ત્યાં યોગ્ય સલાહ અપાઈ છે અથવા તો જરૂર પૂરતી સારી એવી મદદ પણ અપાઈ છે.

પણ હિન્દી રાષ્ટ્રીય મહાસભાનો પ્રમાણિક મત એવો છે કે દેશી રજવાડાની પ્રજા તેની જે જે માગણીઓ હોય અને તે જેવા અને તેવા દુઃખોમાં સબડતી હોય તેની સામે લડવામાં કે પગભર થવામાં પોતાની જાતે સંગઠન સાધી લે અને પગભર થઇ જાય. જે વસ્તુ પોતાને મેળવવાની હોય તેમાં બીજાની તાકાત શક્તિ કે અનુભવનું જ્ઞાન મદદના સ્વરૂપમાં લેવા પહેલા પોતાની શક્તિનું માપ દરેકે કાઢવું જોઇએ અને એટલે જ રિયાસતી પ્રજાને જે મેળવવું હોય તેને માટે પહેલા તો પોતે જ તૈયાર થવું જોઈએ અને નહિ કે બીજા ઉપર આધાર રાખવો જોઈએ.

આ ઉપરાંત હિન્દી રાષ્ટ્રીય મહાસભા એ પણ જાણતી

હતી અને તેના ખ્યાલ બહારની વાત ન હતી કે હિન્દની દેશી રિયાસતો પાંચસોને બાંસઠ છે અને એ પાંચસોને બાંસઠમાં સૌ સૌની રીતે સૌ સૌને જુદા જુદા પ્રશ્નો હોય જ. એકને કોઇ ખાતર તો બીજાને બીજા ખાતર લડત ઉપાડવાની હોય કે દાદ માગવાની હોય.

હવે મહાસભા એ બધા પ્રશ્નોમાં માથું મારવા જાય તો તેનો મૂખ્ય ઉદ્દેશ બ્રિટીશ સલ્તનતની પાસેથી ધીરેધીરે બંધારણીય રીતે અને શક્ય હોય ત્યાં લડતો ચલાવીને પણ હિન્દની સ્વતંત્રતા હાંસલ કરવાની જે નેમ છે તે મારી જાય અને દેશી રજવાડાના જઘડામાં પડવાથી કોંગ્રેસ એટલી બધી ખૂંચી જાય કે તેનું મૂખ્ય ધ્યેય વિસારે પડે અને નજીવી તકરારો અને કજીયાનું સ્થાન કોંગ્રેસ બની રહે.

આથી રાષ્ટ્રીય મહાસભાએ પ્રમાણિકપણે દેશી રજવાડાની પ્રજા પોતાના જ પગ ઉપર ઊભા રહેતા શીખે અને જ્યાં જ્યાં જરૂર પડે ત્યાં ત્યાં કોંગ્રેસની સલાહ લેવાનું ન ચૂકે એવી સલાહ આપવાનું જ મુનાસબ માન્યું. રાજસ્થાની પ્રજાના કેટલાક ઉદ્દામ કાર્યકરોને આ રૂચેલું નહિ અને તેમણે પણ તેથી પોતાના મંતવ્યો અને પ્રતિષ્ઠિત દાવાઓ મહાસભા સામે રજૂ કરવા માંડયા.

એક અને અવિભાજ્ય હિન્દને માટે કે પાંત્રીશ કોટી માનવનો ઉદ્ધાર કરવાનો દાવો કરનાર કોંગ્રેસ રાજસ્થાની પ્રજાને ઓરમાયા છોકરાની પેઠે માને અથવા તેના પ્રત્યે

એવો વર્તાવ રાખે એવી વાતોએ ચર્ચાનું સ્વરૂપ પકડયું. કોંગ્રેસની અંદરના અને બહારના દળોએ આ પ્રશ્નને જોર-શોરથી ઉપાડી લીધો અને કોંગ્રેસની વાર્ષિક બેઠક વખતે ઠરાવો કે સુધારા દ્વારા એ વિરોધ વ્યક્ત થવા માંડયો.

ઠેઠ હરિપૂરા કોંગ્રેસ સુધી આ વાતાવરણને ગરમી આપવામાં આવી અને કોંગ્રેસની વર્કીંગ કમિટીએ મહાસભાની નીતિની ભૂતપૂર્વની નીતિની ચોખવટ કરતો ખૂલ્લે ખૂલ્લો ઠરાવ રાજસ્થાની પ્રજાને માટે ઘડી કાઢયો. કોંગ્રેસને એમ લાગ્યું કે તેની નીતિમાં કોઈ પણ ફેરફાર કરવો એ અત્યારના સંજોગોમાં તેને વ્યાજબી લાગતું નથી ઉપરાંત દેશી રજવાડામાં જ્યાં જ્યાં કોંગ્રેસ કમિટીઓ સ્થાપવામાં આવી છે ત્યાં ત્યાંથી તેને ઉઠાવી લેવામાં આવી.

આની સામે કોંગ્રેસની મહાસમિતીમાં અને ખુલ્લી બેઠકમાં જબ્બર વિરોધનો વંટોળ જાગ્યો. સમાજવાદી પક્ષ અને કીસાન પક્ષના નેતાઓ ઉપરાંત તે વખતના અખીલ હિન્દ રાજસ્થાન પ્રજાપરિષદના પ્રમુખ અને વર્ષોથી કોંગ્રેસની વર્કીંગ કમિટીના સભાસદ તરીકે કામ કરતા આવતા ડો. પટ્ટાભી સીતારામૈયાયે રાજસ્થાની પ્રસ્તાવ ઉપર પુષ્કળ ભાર દઈ કોંગ્રેસના એ ઠરાવને વખોડી કાઢયો.

આ બધાના વિરોધને ધ્યાનમાં રાખી અને મહાત્મા ગાંધીની સફળ દરમિયાન ગીરીથી છેવટે એમ નક્કી કરવામાં આવ્યું કે જ્યાં જ્યાં દેશી રિયાસતોમાં કોંગ્રેસ કમિટીઓ

હૈયાતી ધરાવતી હોય ત્યાં ત્યાં તેને નાબૂદ ન કરતા કાયમ રાખવી ફક્ત નવી કોંગ્રેસ કમિટીઓ સ્થાપવી નહિ તેમજ રાજસ્થાની લોક લડતમાં વ્યક્તિગત રીતે કોઇ મહાસભાવાદીને ભાગ લેવો હોય તો તેને છૂટ આપવામાં આવી.

આમ થવાથી અને કોંગ્રેસે ઉદાસીનતા રજવાડી પ્રશ્નો પરત્વે સેવી છે એવા આક્ષેપો પોકળ પૂરવાર કરવા હોય તેમ તુરત જ સરદાર વલ્લભભાઇએ રાજસ્થાની પ્રજાના પ્રાણુ પ્રશ્નોમાં ઝૂકાવ્યું અને ત્યારથી જ પ્રજાની જવાબદાર-રાજતંત્રની લડતને તેના સવાલોને હક્કો મેળવવામાં જે જોમ આપ્યું તે દેશી રજવાડાની પ્રજાના ઇતિહાસમાં સુવર્ણ અક્ષરે લખાઇ રહેશે.

ખોટી ઇજારા પદ્ધતિઓ-મહેસૂલનું કોઇ રીતસર ધોરણ નહિ. અમલદારી ત્રાસમાં પીસાતી પ્રજા-વેરાઓનો માપ નહિ. જગાતીપદ્ધતિથી ગૂંગળાઇ રહેલો વેપાર આવા અનેક કારણોથી રાજસ્થાની પ્રજા રીબાઇ તો રહી જ હતી એવે વખતે દરબાર ગોપાળદાસના પ્રમુખપદે કાઠિયાવાડ રાજકીય પરિષદની બેઠક રાજકોટમાં મળી ગઇ. ઘણા ગરમનરમ ભાષણો થયા અને એ ઉગ્ર વાતાવરણ અને રાજકોટ રાજ્યની ઇજારાપદ્ધતિમાંથી જવાબદાર રાજતંત્રની સીધી લડત ઉપાડી.

હિન્દુસ્તાનના વાયુમંડળમાં એવા આંદોલનો શરૂ થઇ ગયા કે જેથી દેશી રાજ્યોના કૃત્યો ભયંકર સ્વરૂપમાં બહાર દેખાઈ આવ્યાં. રાજકોટમાં લાઠી ચાર્જ-પ્રજાના દેહો ઉપર

દમન—અને બેફામ જંગાલિયતે તાંડવનૃત્ય આદર્યું. વડોદરા અને ભાગવનગર જેવા સૂરાજ્યો ગણાતી રિયાસતોમાં તેમનાં જ પાટનગરોમાં હુલ્લડો થયા અને જાનમાલની ખુવારી થઇ. લીંબડી પ્રજાપરિષદની બેઠક ઉપર જ સોટા વીંજવામાં આવ્યો અને ત્યાંની પ્રજાએ હિજરત કરી. મહિસૂર અને ત્રાવણુકોર પ્રજાપરિષદને અપાયલા વચનો તોડી ફોડી નાખવામાં આવ્યાં. જામનગરે પ્રજાદમન ચલાવવા લાકડીઓની ખરીદી કરી તો જૂનાગઢે પ્રજાપરિષદને કચડી નાખવા તેના કાર્યકર્તાઓને જેલમાં ધકેલી દીધા.

આ બધાની પાછળ અવીરતપણે પોલીટીકલ ખાતાની હુંફ રાજાઓને મળી રહી. એકલા રાજાઓ જ પ્રજાશકિતના પુર ખાળી શકે એવી વસ્તુ તો કોઈનેય ગળે ઊતરી શકે તેમ ન હતી પણ રાજપ્રકરણી ખાતું અને ઠેઠ બ્રિટીશ સલ્તનતની નીતિ જ એવા પ્રકારની હતી કે જો કોંગ્રેસ દેશી રજવાડાની પ્રજામાં પગપેસારો કરે અને પોતાના સંગઠનમાં વધુ ઉમેરો કરી શકે તો હિન્દુસ્તાનમાં રાજ્ય ચલાવવું ભારે થઇ પડે અને એટલે જ દરેક રાજ્યોના ઘોડા પૂરદમન પાછળ પોલીટીકલ ખાતું તનમનથી કામ કરી રહેલું.

ત્યારે બીજી બાજુ કોંગ્રેસે પોતાની નીતિતલભાર પણ જતી કરી નહતી. સમગ્રમહાસભાને રાજસ્થાની જંગમાં ઉતારવાને બદલે કોંગ્રેસના જ ધ્યેય પ્રમાણે વ્યકિતગત મહા-

સભાવાદીઓને જ તેણે એ લોકલડતમાં સલાહ આપવાની કે સક્રિય સાથ આપવાની છુટ આપેલી.

આમ હોવા છતાંયે નરેન્દ્ર મંડળના શરનશીન જામ-સાહેબ છેડાઇ ગયેલા કે પરદેશીએ અમારા રાજ્યમાં ડખલ-ગીરી ઊભી કરે છે અને કોંગ્રસના વ્યકિતગત માણસોએ જ આવી લડતમાં સાથ આપેલ હોવા છતાં દરેક રાજા અને લગભગ દરેક દીવાનના મોઢે તેમના માટે એ 'પરદેશી' શબ્દ ચડી ચૂકયો હતો જ્યારે ખરી રીતે તો એ દીવાનો અને રાજ્યના દરેક હોદ્દા ચલાવનારાઓજ જો આવી વ્યાખ્યા કરવામાં આવે તો પહેલા દરજ્જાના પરદેશી ગણાય.

એક જ પ્રાન્તના અને એક જ દેશના લોકો ઉપર 'પરદેશી' હોવાનો આક્ષેપ મૂકનારમાં કેટલી શકિત છે કે રાજ્ય ચલાવવાની કેટલી આવડત છે એ તો અત્યારની દુનિયાને શીખવાડવા જવું પડે તેમ નથી પણ પોતાના સ્વાર્થ ખાતર ભૂતકાળમાં દરમિયાનગીરી કરીને રાજાઓની ખફગી વહોરનાર સાર્વભૌમસત્તાએ પ્રજાની આ લડતમાં કોઇ દરમિયાનગીરી કરી જ નહિ.

પ્રજાની જવાબદાર રાજતંત્રની લડત પૂરજોસમાં આગળ વધી રહી હતી ત્યારે તેનાં બચાવમાં ત્રાવણકોના ચકોર અને રાજપ્રકરણી બાબતોમાં પોતાને નીષ્ણાત કહેવરાવતા અને અલબત અમુક બાબતોમાં હોંશિયાર ખરા એવા દીવાન સર સી. પી. રામ સ્વામિ કહેતા કે 'હિન્દના રાજાઓ બ્રિટીશતાજ

સાથે એવા સંબંધોથી જોડાયલા છે કે આવું કોઇ જવાબદારતંત્ર એ રાજાએ પ્રજાને આપે તો તેમણે સંધીનો ભંગ કર્યા બરોબર તથા બ્રિટીશ સરકાર સાથે દગો રમ્યા બરોબર ગણાય.

આ શબ્દોમાં કેટલું તથ્ય છે તે જાણવા માટે હજારો પ્રયત્નો થવા છતાં અને વર્તમાનપત્રો તથા જાહેર રાજકીય પુરૂષોયે આ બાબતનો ખુલાસો સરકાર પાસે માંગવા છતાં તેના તરફથી કોઇ પ્રતિ ઉત્તરના સ્વરૂપમાં કાંઈજ કહેવામાં કે પ્રકાશ પાડવામાં આવ્યો નહિ.

પણ એક દાખલો બની ગયો જેણે સર સી. પી. રામસ્વામી અને બ્રિટીશ તાજ બન્નેની પોલ ઉઘાડી પાડી દીધી. ઔંધના રાજાએ સામે ચાલીને તેની પ્રજાને જવાબ-દાર રાજતંત્રનું સત્વ કહી શકાય એવું રાજબંધારણ આપ્યું, તેના કુમારે જવાહરલાલ અને ગાંધીજીની મુલાકાતો લઇ બંધારણ ઘડી કાઢયું અને શુભ પગલાની શરૂઆત કરી.

સર સી. પી. ના કહેવા પ્રમાણે ઘણાયે માન્યું હશે કે બ્રિટીશ સરકાર આમાં દખલગીરી ઊભી કરશે પણ એવું કાંઇજ બન્યું નહિ. ઔંધના રાજાને જવાબદાર રાજતંત્ર પ્રજાને સુપ્રત કરતાં કોઇ ન તો અટકાવી શકયું કે ન તો તેને ગાદી ચેથી ઉઠાડી મૂકવામાં આવ્યા. આથી ઉલટાનું એ પૂરવાર થયું કે દેશી રજવાડાની મેલી મુત્સદ્દીગીરી કેટલું ભયંકર કાર્ય રાજસ્થાની પ્રજાના કાર્ય પ્રદેશ આડે કરી રહી છે, તે પ્રજાએ જાણ્યું.

રાજસ્થાની લોક લડતનાં જુલમોને પરિણામે દેશના

રાષ્ટ્રીય દળો ઉકળી ઊઠેલાં. જાહેર તખ્તા ઉપર અને લેખો દ્વારા તેને આકરા શબ્દોમાં વખોડવામાં આવેલ એ બધાનો પ્રતિધ્વની જવાહરલાલજીનાં શબ્દોમાં જ આપણે જોઇ જઇએ. એ મહાન પંડિતજીનો પૂણ્યપ્રકોપ ભભૂકી ઉઠેલો અને તેઓ ત્યારે બોલી ગયા કેઃ

'દેશી રજવાડાં આજે જે સ્વરૂપમાં જીવી રહ્યાં છે, તે બ્રિટીશ શાહીવાદનું જ સર્જન છે. અને બ્રિટીશ શાહીવાદજ તેને જુનવાણી મધ્યકાલીન રસમોમાં જીવાડે છે. દેશી રાજ્યોમાં હવે કોમવાદનો પ્રવેશ થયો છે અને એ તો પારાશીશી છે અને તે દેશી રજવાડાની પ્રજામાં સ્વતંત્રતાની કેટલી ભૂખ જન્મી છે તેનું માપ આપે છે. સ્વતંત્રતાના આતશની પાછળ સ્વાર્થ સાધુઓનો કોમવાદ આવે છે અને દેશી રાજ્યોના રાજાઓ પોતાના સ્વાર્થી હીતો રક્ષવા એ કોમવાદીઓને ટેકો આપે છે.

'રાજાઓ જંગલી જમાનાના ગુન્હેગારો છે અને તેમને સિંહાસનેથી ઉઠાડી મૂકવા જોઇએ અને આ ગુન્હાહીત આચરણોને માટે કોઇની જવાબદારી હોય તો તે સાર્વભૌમસત્તાની છે કારણ કે રાજાઓની આ જંગાલિયત સામે તેણે આંખમીંચામણા કર્યાં છે. સાર્વભૌમસત્તા દેશી રાજ્યોમાં પ્રજાહીતની દૃષ્ટિએ કાંઇ દરમિયાનગીરી કરતી નથી પરંતુ પ્રજાશક્તિ તોડી નાખવા જ દરમિયાનગીરી કરે છે.

'આવા રાજાઓ અને આવા રજવાડાઓની કોઇ જરૂર ન હોય, જ્યાં સુધી રિયાસતોને જમીન દોસ્ત નહિ કરવામાં આવે ત્યાં સુધી દેશ પ્રગતિ નહિ કરી શકે.'

# ફેડરેશન—સમવાયતંત્ર

**હિંદી** ફેડરેશનની વાતો ઉપર આવીયે તે પહેલા સમવાયતંત્રના સર્વાંગીપણાનો વિચાર કરી લેવો જરૂરી છે. ફેડરેશનનો કાર્ય પ્રદેશ અને તેની ઉપયોગીતા વિષે તો બે મત હોઇ શકેજ નહિ પણ એના મૂળભૂત તત્ત્વો કે સિદ્ધાંતો કેવા હોવા જોઈએ તેના પ્રગટી કરણમાં અને તે કેવા સ્વરૂપે દાખલ કરવામાં કે શરૂ કરવામાં આવે છે તેના સંબંધમાં મતભેદો ઊભા થાય જ. એટલે સમવાયતંત્ર એ ખરા સ્વરૂપમાં કેવું હોવું જોઈએ એનો ખ્યાલ હિન્દી સમવાયતંત્રનો વિચાર કરતાં પહેલા આપણે કરી લઈએ.

જગતના ઇતિહાસમાં નજર કરવામાં આવે તો સમૂહ એકમોનો સમન્વય બે પ્રકારે કરવામાં આવે છે. જીત મેળવવી, પ્રદેશો ખાલસા કરી નાખવા કે પડાવી લેવા, અને મુલકનો વિસ્તાર વધારવો અગર બળજબરી કે હીંસાના કોઈ પણ કૃત્યથી બીજા દેશોને તાબેદારી સ્વીકારાવવી તે એક પ્રકારનું ફેડરેશન જ કહી શકાય. પણ ત્યાં જાનમાલની સલામતી ન હોય, કાયદો કે બંધારણનું કોઇ શાસન ન

હોય એકલી સરમૂખત્યારશાહીજ ત્યાં પ્રવર્તતી હોય. એક હથ્થુ શાસન કે જબ્બરજસ્તી સિવાય એ સમૂહતંત્રમાં બીજું કાંઈ જોઇ શકાય નહિ.

ફેડરેશનના બીજા પ્રકારમાં તેના સિધાન્ત પ્રમાણે સાર્વત્રીક ભાષા, રીતરીવાજ અને ભૌગોલીક દૃષ્ટિએ એક બીજાની સ્થિતિને અનુકુળ હોય એવાં રાજ્યો કે રાષ્ટ્રો એક બીજામાં જોડાઇ જઈને સર્વને સામાન્ય હોય એવી બાબતોમાં પોતાનું સંયુક્ત બંધારણ ઘડે અને વિભાગીકરણની અસ્પષ્ટ ભાવનાને જતી કરે એમાંજ શાન્તિનો માર્ગ સમજે અને બળજબરીથી સમૂહ એકમો સાધવાને બદલે એકસંપીથી બંધારણ રચાઇ એ બીજા પ્રકારનું ફેડરેશન. ફેડરેશનનો વિસ્તૃત અર્થ તો એમજ સંભવે કે એક કરતાં બે અથવા વધારે રાષ્ટ્રો કે રાજ્યોનું જોડાણ.

ફેડરલ સ્ટેટ એટલે જુદાં જુદાં સ્વતંત્ર રાજ્યોનું બનેલું એક રાજકીય અંગ. આ અંગને વિશિષ્ટ પ્રકારની સાર્વભૌમ પણાની ખાસ સત્તાઓ બંધારણમાં સુપ્રત કરવામાં આવે અને ફેડરેશનમાં જોડાયેલું દરેક રાજ્ય ન્યાયી સત્તાથી અપૃશ્ય એવી મધ્યસ્થ તંત્રની દરેક સત્તા કબૂલ રાખે છે. પણ એ સાર્વભૌમત્વ પ્રજાકીય તત્વોમાંથી ઊભુ થયેલું હોવું જોઇએ. અત્યારે આપણી ઉપર બ્રિટીશ સર્વોપરીતા જે રીતે સાર્વભૌમત્વ ભોગવી રહેલ છે, એવું તો સમવાયતંત્રમાં સંભવી શકે જ નહિ.

એટલે આપણે જે પ્રાન્તકીય સાર્વભૌમત્વનો ખ્યાલ બાંધ્યો તેના વિભાગ કરવામાં આવે તો એ ખરી વસ્તુ જ મટી જાય કારણ કે સાર્વભૌમપણું એ બંધારણ પૂર્વકની સંપૂર્ણ સ્વતંત્રતા છે, એના પ્રત્યે સંધીગ્ધતા ઉત્પન થાય એવા ખ્યાલને એમાં સ્થાન ન હોય. આવી સત્તાને ફેડરલ સ્ટેટ અને બીજા રાજ્યો વચ્ચે વહેંચી નાખવામાં આવે તો તે સત્તાની સાથે સંબંધ ધરાવતી કારોબારી ધારા વિષયક અને ન્યાય વિશયક સત્તાઓનાં પણ વિભાગ થઇ જાય અને આથી સાર્વભૌમપણાનું દ્વીધાપણું સાવ અસંગત છે.

ફેડરલ સ્ટેટના સામાન્ય સ્વરૂપનો અને તેના મૂળભૂત સિદ્ધાન્તોનો વિચાર કરીએ તો આપણને જણાય છે કે એ સ્વરૂપ અને સિદ્ધાન્ત રાજ્ય બંધારણના પ્રશ્નોમાં આપ લે કરવાનો માર્ગ કાઢે છે. ખરૂં જોતા ફેડરેશનના સિદ્ધાંતમાં બાંધ છોડની ભાવના તો રહેલી છે જ. કોઇ એક પ્રજાના કે રાજ્યના એક ભાગને બીજા ભાગની પ્રજા કે રાજ્યની સાથે રક્ષણ માટે જોડાવાની અગત્ય લાગે અને એવા જોડાણથી જો પોતાની સ્વતંત્રતાનો કે સ્વતંત્ર રીતે રાજવહીવટ ચલાવવાની પદ્ધતિનો નાશ થતો હોય તો એવું જોડાણ એવી પ્રજાને માટે આવકારદાયક લેખી શકાય નહિ.

કોન્ફીડરેશન અને ફીડરેશન એ બન્નેમાં શું ફેર છે એ સમજવું પણ અગત્યનું છે. કોન્ફીડરેશન એ એક રાજ્ય નથી પરંતુ નકકી કરેલા અમુક ધ્યેયને માટે કેટલીક શરતોથી

કેટલાંક સ્વતંત્ર રાજ્યો એક બીજાની સાથે જોડાય છે તેને કોન્ફીડરેશન કહેવામાં આવે છે. આમાં દરેક રાજ્ય જ્યારે પોતાની ઇચ્છા થાય ત્યારે છુટું પડી શકે છે. એટલે ખરી રીતે તો કોન્ફીડરેશન હંમેશને માટે ટકી શકે એવું હોતું નથી અને જો એ કાયમને માટે રહે તો એમાં સ્વતંત્ર રાજ્યોની સ્વતંત્રતા લગભગ નાશ પામે.

ત્યારે ફેડરેશન એ એવી સ્વતંત્ર સત્તા છે કે તેમાં જોડાયલાં રાજ્યો ફેડરેશનની હૈયાતી પહેલાં સ્વતંત્ર હોય તોયે ફેડરેશનમાં જોડાય એટલે તેમની સ્વતંત્રતાનો આપોઆપ નાશ થાય છે. ફેડરેશનમાં જોડાયલા કોઈ એક રાજ્યની સત્તાના કાર્યથી અથવા મધ્યસ્થ ફેડરલ બંધારણમાં કશો ફેરફાર થઇ શકે નહિ. ખરી રીતે તો ફેડરેશન સ્થાપીને એક ટોળકીના હાથમાં સર્વ

સત્તા સુપ્રત કરવાને બદલે મધ્યસ્થ કારોબારીના હાથમાં સર્વોપરિસત્તા રહેવી જોઈએ અને સાર્વત્રીક મતાધીકારથી ચૂંટાયલી ફેડરલ ધારાસભાના સ્વતંત્ર પ્રજાકીય પ્રતિનિધિઓમાંથી જ આવી મધ્યસ્થ કારોબારી ચૂંટી શકાય.

ફેડરલ સરકારની સત્તાઓ એવી ચોક્કસ રીતે નીયત થયેલી હોવી જોઈએ અને તેનો કાયદામાં એવી સ્પષ્ટ રીતે નીર્દેષ થયેલો હોવો જોઇએ કે જેમાં રાષ્ટ્રના ભાગોના આર્થિકજીવન સાથે સંબંધ ધરાવતી બધી બાબતોનો સમાવેશ થઇ જતો હોય અને એવી રીતે ફેડરલ સરકાર સાચી રાષ્ટ્રીય સરકાર બની રહે.

ફેડરેશન રચવાનો પ્રધાન હેતુ દેશના રક્ષણ કરવા સાથે સાથે આંતરીક પરિસ્થિતિઓને સુધારવાનો હોવો જોઇએ. જમીન અને દરિયા ઉપરની સૈનિક સત્તાઓ ઉપરનો કાબુ, પરદેશ સાથેના રાજદ્વારિ સંબંધોની જવાબદારી, નાણા ઉપરનો સમ્પૂર્ણ કાબુ–કાયદો અને વ્યવસ્થાનો કાબુ તથા ઉપરની બીજી નાની મોટી ડખલગીરીના અભાવ સહિતની સંપૂર્ણ જવાબદારી ફેડરલતંત્રની મધ્યસ્થ સરકારને સુપ્રત કરી દેવી જોઇએ.

હિન્દુસ્તાનને લાગેવળગે છે ત્યાં સુધી ફેડરેશનના સર્વવ્યાપીપણામાં જે વસ્તુઓનો સમાવેશ કરી શકાય તેનો વિચાર પ્રજાકીય દ્રષ્ટિએ અને સરકારી ધારાઓની રીતે કરી લઈએ અને બન્નેએ કેવા પ્રકારે સમાવાયતંત્રનો અર્થ સમજાવ્યો છે તે પણ સાથે સાથે સમજી લઇએ.

૧ ફેડરેશનની મધ્યસ્થ ધારાસભામાં સંપૂર્ણ પ્રજાકીય તત્વધરાવતા પ્રતિનિધિઓજ આવી શકે એ જાતની વ્યવસ્થા હોવી જોઈએ. હિન્દી હિન્દ કે રાજસ્થાની એવા જુદા પ્રકારો પાડવાને બદલે ચૂંટણીનું ધોરણ બધે એક જ પ્રકારનું રાખી બધાજ સભ્યો સ્વતંત્ર રીતે જ પ્રજાના મતથી ચૂંટાઈને આવવા જોઈએ. સરકારનીયુક્ત સભ્યો નીમવાની ભાવના જવી જોઈએ કારણ કે એથી તો સમવાયતંત્રનો જે ઉદ્દેશ વધારેમાં વધારે સત્તા પ્રજાહસ્તકગત સોંપવાની ભાવનામાં સમાયલો છે તે માર્યો જશે.

૨ કોમી સવાલને આગળ ધરી રાષ્ટ્ર ઘડતરનાં મંડાણમાં જે મુશ્કેલીઓ આગળ લાવવામાં આવે છે અને હિન્દના

બંધારણમાં વારતહેવારે તેની જ ભડક બતાવવા આવે છે તે પ્રશ્નને ગૌણ ગણી હિન્દુસ્તાનની જે અનેક બાબતો ચર્ચાસ્પદ છે તેની સાથે છોડી દઈને સ્વતંત્રતાની આડખીલી દૂર કરવી જોઈએ. ઉપરાંત લઘુમતીઓનો સવાલ તો ચૂંટાયલી ધારાસભાના સભ્યો ઉપર જ છોડી દઈને તેને વિશેષમાં વિશેષ ખોળાધરીઓ આપવાની સાથે એટલું સ્વિકારવું જોઈએ કે લઘુમતીઓના અંદર અંદરનાં ઝઘડાઓને વિશેષ મહત્વ કાર્ય પરત્વેની જવાબદારીમાં ન આપવું જોઈએ.

૩ રાજાઓના અબાધીત હક્કો સમવાયતંત્રમાં જવા જ જોઈએ અને બ્રિટીશ હિન્દના સ્વતંત્ર એકમોને જે સ્થાન ફેડરેશનમાં મળે તે જ સ્થાન રાજસ્થાની પ્રજાનું હોવું જોઈએ. એટલે રાજ્યો ફેડરલ ધારાસભામાં પોતે ચૂંટીને સભ્યો ન મોકલી શકે પણ સ્વતંત્ર રીતે પ્રજામાંથી જ ચૂંટાયલા સભ્યો ધારાસભામાં બેસી શકે. આની સાથે યુરોપીયન હિતોને માટે જે અનામતીઓ રાખવામાં આવે એ તો પક્ષપાત કર્યો જ ગણાય એટલે સ્વતંત્ર યુરોપીયન સભ્યોને સ્વતંત્ર બેઠકો આપવા કરતાં સાર્વત્રીક ચૂંટણીમાં પ્રજાના બળોને પોતાના તરફ આકર્ષી શકે એટલા કર્તવગાર તેઓએ થઈને સામાન્ય ચૂંટણીમાં ઉભા રહેવું જોઈએ.

૪ સમવાયતંત્રની ચુંટણીમાં મત આપનારાઓની સંખ્યાની દૃષ્ટિએ વિચાર ન કરતાં પુખ્ત ઉમરના હોય એવા તમામ સ્ત્રી-પુરૂષને મત આપવાનો અધીકાર આપવો જોઈએ. એવા મતદારોની લાયકાત અભ્યાસના ધોરણે નાહ પણ રાષ્ટ્ર ઘડતરમાં તેમનું સ્થાન કયાંક અને કયાંક તો છે જ એવા હેતને લક્ષમાં રાખી બધાને સાર્વત્રીક મતાધીકાર આપવો.

મતદારની આંકણી પૈસાદાર છે અને વધારે ભણેલો છે એવા અવલંબન કરતા જેનામાં એ બંને ન હોય પણ સંપૂર્ણ ચારિત્રવાન હોય તો શું એ મત ન આપી શકે? ચૂંટણી સીધી રીતે જ થવી જોઈએ કોઈ જાતની સરકારી દખલ ચૂંટણી વખતે ઊભી ન થવી જોઈએ કે મતદારોની ઉપર કોઈ એવી સીધી અસર ન પડવી જોઈએ કે જ્યારે તેઓ ચૂંટણીના મથકે મત આપવા જાય ત્યારે પોતાની સ્વતંત્રતા ભૂલી જાય.

૫ વડી સરકાર કે પ્રાન્તિક સરકારના મુખ્ય પ્રતિનિધિ સમાં ગવર્નર-જનરલ કે ગવર્નરોની અનામત સત્તા જવી જ જોઈએ. વીટો-પાવરથી તંત્ર ચલાવવું અને એને સમવાય-તંત્રનું નામ આપવું એ રાષ્ટ્રની ક્રૂર મશ્કરી જ ગણાય એટલે ચૂંટાયલા પ્રતિનિધિઓના એકીકરણથી ધારાસભા કે વડી સભા જે કાયદો પસાર કરે તેમાં કોઈ જાતની દખલગીરી વાઇસિરોય ન કરી શકે કે ન ગવર્નરો કરી શકે.

૬ હિન્દુસ્તાનની વડી અદાલત જેને ફેડરલ કોર્ટ નામ આપો કે ગમે તે આપો એ હિન્દુસ્તાનની પ્રજાની જ હોવી જોઈએ. આ વડી અદાલતની જો કોઈ મહત્વની બાબત હોય તો સૌથી ગરીબ લોકોની દાદ સાંભળવા અને તેને સાચી રાહત આપવા તેના દ્વાર ખુલ્લાં હોવાં જોઇએ. અમુક કોર્ટો સારી છે અને એ તોળીને જ ન્યાય આપશે એવું માનીને તેની સાથે જોડાઈ જવું એ વાજબી ગણાય નહિ પણ દેશની સ્વતંત્ર વડી અદાલત ઉભી કરવી જોઇએ જે રાજા-પ્રજાના ભેદો ટાળી એને નીષ્પક્ષપાત ન્યાય આપે.

૭ આન્તરીક અને બહારની સલામતીઓમાં રાષ્ટ્રનું ઘડતર કરવાને

ખાતર કાયદો, વ્યવસ્થા અને નાણાકીય સંબંધો જેવાં અને તેવા પ્રમાણમાં ફેડરલ પ્રતિનિધિત્વમાં સમાય જાય છે એટલે તેની વ્યવસ્થા દેશની પ્રજા જ કરી શકે. લશ્કરનો કાબુ સમવાયતંત્રને લાગે વળગે છે ત્યાં સુધી તેનો જ હોવો જોઈએ. સૈનીકો હિંદના જ ગુરખા પઠાણો કે શીખો હોય પણ જ્યાં સુધી તે પરદેશી સરકારના અંકુશવાળા લશ્કરમાં છે ત્યાં સુધી એ પરદેશીઓ જ છે કારણ કે તેમને તો પરદેશી સરકારને ટકાવી રાખવાનું જ શિક્ષણ પાયેલું હોય છે. એનું સંપૂર્ણ હિન્દીકરણ તો ત્યારે જ સંભવે જ્યારે લશ્કર ઉપરનો કાબુ હિન્દીઓનો હોય.

ત્રણત્રણ ગોળમેજીને અંતે શ્વેતપત્ર બહાર પાડવામાં આવ્યું અને ૧૯૩૫ના શાસનધારાને નામે જેને ઓળખવામાં આવે છે એવા હિન્દી સમવાયતંત્રની ભેટ હિન્દને અર્પવામાં આવી તેમાં ઉપર દર્શાવી માગણીઓનો સાર તો શું પણ અંશ સુદ્ધા કબૂલવામાં આવ્યો નહિં. હિન્દની રાષ્ટ્રીય મહાસભાથી માંડી વાર તહેવારે શાન્તિ અને સુલેહની સૂફીયાણી વાતો કરનાર અને સદાયનું નરમ વલણ ધરનાર લીબરલોની લીગે પણ એને પ્રત્યાઘાતી કીધું. રાજાઓનેય પોતાના અબાધીત હકકોમાં કાંઇક ખામી દેખાણી એટલે ફેડરેશનના સ્વીકાર અસ્વીકારના ગળચવાં ગળવા માંડયા. મુસ્લિમ લીગ, આંબેડકર પક્ષ, હિંદુ મહાસભા અને બીજી એવી નાની મોટી દરેક સંસ્થાઓ અને એકલાજ પોતિકા વ્યકિતત્વ ઉપર નભતા ઘણા એકાકીઓએ પણ સમવાયતંત્રને એકી અવાજે વખોડી કાઢયું.

એવા ૧૯૩૫ના શાસન ધારામાં વાઇસરૉય અને ગવર્નરને શું શું સત્તાઓ આપવામાં આવી છે. મધ્યસ્થ ધારાસભાની સત્તા અને જવાબદારીઓ, ચૂંટણીનું ધોરણ અને મતદારની લાયકાત, અનામત બેઠકો અને પક્ષો પાડી સભ્ય પદ વહેંચી ઉઠાવી શકાય તેટલો લાભ ઉપાડવાની જે તરકીબ એમાં રચાણી છે તે એક પછી એક જોઇ જઇએ.

વાઇસરૉય કે ગવર્નર જનરલની ભાવિ ફેડરેશનમાં રહેલી સત્તાઓ નીચે પ્રમાણે :—

૧ ધારાસભાએ ઠરાવો કે ખરડા ઘડયા હોય તેને સંમતિ આપવી કે નામંજૂર કરવા અગર શહેનશાહની વિચારણા માટે ખોરંભે પાડવા.

૨ કાયદો વ્યવસ્થા અને શાન્તિ જાળવવાની ગવર્નર-જનરલની એક હથ્થુ જવાબદારીઓને બાધ કરતી ચર્ચાઓ, ખરડાઓ કે સુધારાઓને નામંજૂર કરી શકે.

૩ ધારાસભામાં દાખલ કરવાના અમૂક ખરડાઓને અગાઉથીજ સંમતિ આપવી કે નામંજૂર કરવા તે વાઇસરૉયના હાથની સત્તા.

૪ સમવાઇ ધારાસભાને બોલાવવી, મુલતવી રાખવી કે બરખાસ્ત કરવી અથવા મતભેદના વખતે બન્ને સભાની સંયુક્ત બેઠકો બોલાવવાની કુલ સત્તા.

૫ કટોકટીના સમયે બંધારણ મોકુફ રાખવું અને કુલ સત્તા એક હથ્થુ શાસનથી ચલાવવી. સમવાઇ પ્રધાનો અને નાણાકીય પ્રધાનોની નિમણુક કરવી કે છૂટા કરવા.

૬ ગવર્નર જનરલની વિવેક શક્તિ વાપરવાની સત્તાઓ રૂએના

ખાતાઓ તથા નાણા પ્રકરણી બાબતોનો વખતસર નીવેડો લાવવા માટે નીયમો ઘડવા. કોઈ પણ ખર્ચની માગણી મત આપવા લાયક છે કે નહિ તેનો નિર્ણય કરવો.

૭ ગવર્નર-જનરલની સંમતી માટે રાખેલા પ્રાન્તિય ખરડાઓને મંજૂરી આપવી કે નહિ. બહારના કે દેશી રાજ્યોના રાજકર્તા કે તેના કુટુંબીઓની અંગત ચર્ચાઓ બંધ કરવી.

૮ ઓર્ડીનાન્સ તથા ગવર્નર્સ એકટ કાઢવા તેમજ મુશ્કેલીના વખતે બંધારણ મોકુફ રાખવા ગવર્નરોને સૂચના કરે તથા હિંસાત્મક ગુન્હાઓ વડે સરકારને ઉથલાવી નાખવા માગતી હોય તેવી બાબતો માટે પોલીસને સત્તા આપવાના ધારા ઘડવા.

૧૯૩૫ નો શાસન ધારો હૈયાતીમાં આવ્યો તે પહેલા ગવર્નર-જનરલને જેટલી સત્તાઓ હતી તેનાથી જરા પણ ઓછી નહિ એવી અને અમુક બાબતોમાં તો વધારે સત્તાઓ આ નવા બંધારણમાં મળી રહે છે, અને વાઇસ-રોયજ કાયદો, વાઈસરોય જ વ્યવસ્થા કે દેશ અને એથીયે વિશેષ શું નહિં ? એક હથ્થુ શાસન કે સરમુખત્યારશાહિની ચુડમાં સપડાયલા યુરોપનાં અનેક રાષ્ટ્રોની પરતંત્રતા અને ગુલામીની વાતો કરનાર લોકશાસનવાદી બ્રિટને ફેડરેશનના બંધારણમાં નવાજ સ્વરૂપમાં ગવર્નર-જનરલને સરમુખત્યાર નીમી દીધેલ છે. અને હિન્દી પ્રજાને કાયમી ગુલામીમાં ધકેલી દીધી છે તેનું શું ?

સમવાઇ ધારાસભાને નવા તંત્રમાં કેટલી સત્તાઓ ? (બીનસત્તાજ કહી શકાય) છે તે તપાસી જઇએ.

૧ શહેનશાહ, શાહીકુટુંબ, તાજનું સાર્વભૌમત્વ, ગાદી વારસના હક્કો, હવાઈદળ, દરિયાઈ ફોજ કે પ્રાઈઝ કોર્ટ અગર આંતરરાષ્ટ્રીય ન્યાય કોર્ટને લગતા કોઈપણ ઠરાવો કે કાયદા ધારાસભા ઘડી શકશે નહિ.

૨ હિન્દમાં આવેલ બ્રિટીશ વેપાર વાણિજ્ય અને વહાણવટા અગર તો કોઈ પણ બ્રિટીશ પ્રજાને મિલકત રાખવા સંબંધી કે તેની વ્યવસ્થા અથવા તેના કોઈપણ જાતના વેપાર રોજગાર અને વ્યાપારી હીતો સામે ભેદભાવ દર્શાવતો કોઈ પણ ઠરાવ સમવાઈ ધારાસભા ન કરી શકે.

૩ રક્ષણ, પરદેશ નીતિ, ધાર્મિક બાબત અને જાતોના મુલકના વહીવટ બાબત ધારાસભા ચર્ચા ચલાવી શકે નહિ કે ઠરાવ લાવી શકે નહિ.

૪ શહેનશાહ તથા ગવર્નર–જનરલના પરરાષ્ટ્રો સાથેના સંબંધ, સરહદ ઉપરના પ્રાન્તોના ખર્ચના અડસટ્ટા સિવાય કોઈપણ વહીવટી બાબત, કોઈપણ પ્રાન્તીય બાબતમાં ગવર્નર–જનરલે પોતાની વિવેકશક્તિની રુએ વાપરેલ સત્તા બાબત કે દેશી-રાજ્યના રાજકર્તા તથા તેના કુટુંબીજનોની અંગત વર્તણુક બાબત અને ફેડરેલ હાઈકોર્ટ, પ્રાન્તીય વડી અદાલતના ન્યાયાધીશોની વર્તણૂક બાબત અને આ ઉપરાંતની કોઈપણ ચર્ચાસ્પદ બાબતોમાં સમવાઈ ધારાસભા ગવર્નર–જનરલની સંમતિ કે મંજૂરી સિવાય ચર્ચા કે ઠરાવ કરી શકે નહિ.

૫ બ્રિટીશ હિન્દ માટે કરેલા પાર્લામેન્ટના કાયદાને રદ કરવા અંગેનો ઠરાવ, ગવર્નર–જનરલ કે ગવર્નરના કાયદાને કે ઓર્ડીનન્સને રદ કરવા માટેનો ઠરાવ, ગવર્નર–જનરલનો વિવેકબુદ્ધિ પ્રમાણે વર્તવાની સત્તાને લગતો ઠરાવ, પોલીસ-

વડાના કાયદાને રદ્દ કરવા, બ્રિટીશ હિન્દ કે રાજસ્થાની હિન્દમાં વસતા યુરોપીયનો ઉપર ફોજદારી ચલાવવા બાબત કે ઇંગ્લાંડમાં અપાયેલ ગ્રાન્ટને લગતો કે ઉપરની બાબતને સ્પર્શ કરતો હોઇ એવો કોઇપણ ઠરાવ ગવર્નર-જનરલની મંજૂરી સિવાય ધારાસભા ઘડી શકે નહિ.

૬ બ્રિટીશ હિન્દના ખાસ ખાતાંઓનું પડતું ખર્ચ, દેશીરાજ્યોના સંબંધની રૂએ તાજની ફરજોમાં સમાય જતું ખર્ચ કે બંધારણને અંગે હિન્દી વજીરને અદા કરવાની ફરજોની બાબે થતાં ખર્ચમાં ધારાસભા ફક્ત પોતાનો મતજ આપી શકે એથી વધારે કાંઇજ નહિ.

આમ ફેડરેશનને નામે બડી બડી વાતો કરનારાઓએ લોક પ્રતિનિધિ સભા જેવું જ હોય એવું કાંઇક નામ આપ્યું છે તે ફેડરલ ધારાસભાઓના હાથમાં કેટલી સત્તા સુપ્રત કરવામાં આવી છે તે જોઇ શકાશે. મધ્યસ્થ ધારાસભાની રચના બાબત અથવા તેના સભ્યોને ચૂંટવા અને લાયકાતના ધોરણમાં, પ્રાન્તોની કેટલી ધારાસભાઓ રાખવી ન રાખવી અને તેની રચના બાબત, ભણેલી સ્ત્રીઓને મતાધિકાર આપવા અને સામાન્ય મતાધિકાર માટે જ મધ્યસ્થ ધારાસભાને ઠરાવો ઘડવાની સત્તા આપવામાં આવી છે.

આવી નકામી સત્તાઓ આપવી અને ઉપરની સંપૂર્ણ સત્તાઓ ગવર્નર જનરલ કે તાજને સૂપ્રત કરવી અને તેને દુનિયાના સમવાયતંત્રો માહેલું સમવાયતંત્ર કહેવું એતો બ્રિટીશ સરકારના રીઢા અને હંમેશા હિન્દની હાંસી ઉડાવતા

મુત્સદ્દીઓજ કહી શકે. લોકશાહિનો દાવો કરનાર ઈંગ્લાન્ડની પાર્લામેન્ટે આ શાસન ધારો ઘડીને તો ખરેખર અજબ રંગ રાખી દીધો છે!

સમવાય ધારાસભામાં કુલ ૩૭૫ સભ્યો આવી શકશે. બ્રિટીશ હિન્દ ૨૫૦ પ્રતિનિધિઓ મોકલી શકશે જ્યારે રાજાઓ ૧૨૫ પ્રતિનિધિ મોકલવાને હકદાર રહેશે. બ્રિટીશ હિન્દના સભ્યોની ચૂંટણીમાં ૧૦૫ સામાન્ય મતદાર મંડળમાંથી એટલે સાર્વત્રીક ચૂંટણીથી આવી શકશે. ૮૨ બેઠકો મુસલમાનો માટે અનામત ૧૯ અંત્યજો માટે, ૧૧ વેપાર ઉદ્યોગના પ્રતિનિધિઓ, ૧૦ મજૂર વર્ગ તરફથી, ૯ સ્ત્રીઓ માટે, ૮ યુરોપીયનો અને ૪ એંગ્લોઇન્ડીયનો: ફેડરલ ધારાસભામાં નવા તંત્ર પ્રમાણે આવશે.

પ્રતિનિધિઓની ચૂંટણીમાં આમ વિભાગીકરણ કરીને એવા તત્વો ઘુંસાડી દેવામાં આવ્યા છે કે ઠરાવ કે કાયદાનું સ્વરૂપ આપવા વખતે ધારાભભામાં ચોકખી બહુમતી સરકારની જ રહે. મુસ્લિમ સંસ્થાઓ, રાષ્ટ્રવાદી મુસ્લિમોને બાદ કરતા સરકાર પક્ષેજ હોય એ દેખીતી વાત છે. રાજાઓ. જમીનદારો, કે યુરોપીયનો-હિન્દી ખ્રીસ્તીઓ કે વેપાર ઉદ્યોગના પ્રતિનિધિઓ સરકાર તરફ જ હોય એ પણ ઉઘાડી વાત છે. આમ ફેડરલ ધારાસભાના સ્વિકારમાં કોઈ સત્તા હસ્તગત કરવાની રહેતી જ નથી. હવે સમવાયતંત્રમાં રાજાઓના સ્થાન વિષે ખ્યાલ બાંધી લઇએ. ૧૯૩૫નો શાસનધારો

**પ્રગટ થયો અને રાજાઓ પણ ભડકી ગયેલા. તેમને પોતાના સમ્પૂર્ણ હક્કોની જાળવણી તેમાં લાગી નહિ. અહોનીશ પ્રજાદમનમાં માનનારા એ વર્ગને પોતાની અબાધીત સત્તા જાળવી રાખવી હતી એટલે તેમણે નિચેની માંગણીઓ ફેડરલ તંત્રમાં ઉમેરવા સરકારને આગ્રહ કર્યો :**

૧ રાજ્યોની આંતરિક સર્વોપરિતા તથા સ્વતંત્રતાને પૂરેપૂરું માન આપવામાં આવે, તેના આંતર વહીવટમાં સીધી કે આડકતરી કોઇ દરમિયાનગીરી ન કરવાની ખાતરી આપવામાં આવે, સમવાયતંત્રમાં દાખલ થયેલાં એકમોને પરસ્પરમાં તકરારો થાય એવું કોઇ પણ કાર્ય કરવામાં આવે નહિ.

૨ સમવાય સરકાર રાજ્યોમાં આવક વેરા અને સુધરાઈ વેરો કે એવા કોઈ સીધા વેરા અથવા કરના સ્વરૂપમાં કાંઇ નાખશે નહિ, સમવાય આવકના સાધનો નક્કી કરેલી મર્યાદામાં જ રહેવા જોઈએ તેમાં કોઈ પણ જાતનો વધારો રાજ્યોની સંમતી વગર થઈ શકે નહિ. બંધારણનો ફેરફાર અને સમવાય તંત્રમાં અન્યોઅન્ય નક્કી કરેલ વિષયોમાં રાજાઓની સંમતિ સિવાય ફેરફાર કરવામાં ન આવે.

૩ રાજ્યોની સાથે થયેલ સંધીઓ તથા કોલકરારોની બાબતમાં રાજ્યના કોઇપણ હક્ક કે હીતને નુકશાન થતું હોય તેવા ખરડાઓ નામંજૂર કરવાની સત્તા વાઇસરોય રાખે. સમવાય તંત્રમાં દાખલ થતાં પહેલાં બ્રિટીશ તાજ સાથે સંધી કરવી. રાજ્યો સમવાયતંત્રમાં બ્રિટિશ હિન્દની બરોબારી યા ભાગીદારી સ્વીકારે, સીધી કે આડકતરી કોઈ ભાગીદારીમાં કોઈ કોઇનું આધિપત્ય સ્વિકારશે નહિ.

૪ તાજના પ્રતિનિધિ તરીકે વાઇસરૅાય રાજ્યોના કરારો, સંધીઓ કે સનંદોથી ઉપસ્થીત થતા હક્કોનું રક્ષણ કરવા જવાબદાર રહેશે. આ કરારોમાં કોઈ પણ જાતના ફેરફારો રાજ્યોની સંમતી વગર કરવામાં નહિ આવે એવું જાહેર કરવું.

૫ ફેડરલ કોર્ટની સત્તા દેશી રાજ્યો ઉપર ફક્ત રાજ્યોની કોર્ટમાં ઉપલબ્ધ થતા બંધારણીય પ્રશ્નો પુરતી જ રહેશે. સમવાય-તંત્રના વિભાગો વચ્ચે બંધારણના પ્રશ્ન ઉપરના ફેડરલ કોર્ટના ઠરાવ ઉપર પ્રીવી કાઉન્સીલમાં અપીલ થઈ શકે પણ તે ય સંયોજીત રાજ્યની આંતરિક સ્વતંત્રતા જળવાઈ રહેતી હોય તો જ. સમવાય બંધારણમાં પ્રાથમિક હક્કોની જાહેરાતને સ્થાન ન રહે અને તેને સમવાય વિષય તરીકે ગણવામાં ન આવે.

બ્રિટીશ હિન્દમાં જે સત્તા બ્રિટીશ તાજ ભોગવે અને તેમાં તેને વધારે પડતા કોઈ ફેરફારો કરવાની નવા બંધારણમાં વિશેષતઃ જરૂરત ન લાગી તેમજ રાજસ્થાનો પણ પોતાની સત્તા અઢારમી સદીમાં જે દોર દમામથી ચાલતી તેવા જ તોરથી ચલાવવા અને પ્રજાદમનમાં નીરંતરાય બંધનો જ સ્વિકાર્ય હોઈ શકે એવી માંગણીઓ રાજાઓ પણ શા માટે ન કરી શકે?

સમવાય તંત્રની રાજસભામાં કુલ ૨૬૦ પ્રતિનિધિઓનો સમાવેશ કરવામાં આવ્યો છે તેમાં ૧૫૬ બ્રિટીશ હિન્દમાંથી આવેલા સભ્યો અને ૧૦૪ રાજ્યોનાં. ફેડરલ રાજસભામાં આમ રાજ્યોને ૪૦ ટકા બેઠકો મળી અને સમવાય ધારાસભાની કુલ બેઠકો ૩૭૫ માંથી રાજાઓ ૧૨૫ બેઠકોના

ભાગીદાર બન્યા. એટલે લગભગ તેત્રીશ ટકા પ્રતિનિધિત્વ મેળવી શકયા.

બ્રિટીશ હિન્દમાં તે સામાન્ય મતદાર મંડળ અને સામાન્ય ચૂંટણીનું ધોરણ સંકુચીત દૃષ્ટિએ સ્વીકારવામાં આવેલું પણ હિન્દી રાજસ્થાનોની પ્રજાનો કોઈ અવાજ સમવાય ધારાસભામાં રહેવા દીધો જ નહિ. રાજાઓએ ચૂંટેલા કે નીમેલા પ્રતિનિધિઓજ ધારાસભામાં બેસી શકે અને આઠ કરોડ રાજસ્થાની પ્રજાનું ભાવી આમ રાજાઓના હાથમાં જ રહ્યું. બ્રિટીશ તાજ પણ રાજાઓની અને અન્ય પ્રત્યાઘાતી તત્વોની મદદથી ધારાસભાઓમાં બહુમતી મેળવી આંતરરાષ્ટ્રીય બણુગા ફુંકી શકે કે અમે તો બહુમતીથી રાજતંત્ર ચલાવીએ છીએ.

રાજાઓ સમજતા તો હશે કે સમવાયતંત્રમાં તેમને જે બેઠકો આપવામાં આવી છે તેનો ઉંડા ઉતરી અભ્યાસ કરવામાં આવે તો કેટલી હાસ્યાસ્પદ અને કરૂણા ઉપજાવે એવી હકીકત તેમાં સમાયેલી છે. એ બેઠકોના પ્રકાર જણાવ્યા પછી તેની મૂશ્કેલીઓનો ખ્યાલ કરીએ. સમવાય તંત્રની રાજસભામાં અને સમવાય ધારાસભામાં રાજાએ વ્યક્તિવાર નીચે પ્રમાણે બેઠકો ધરાવે છે :-

૧ નિઝામ હૈદ્રાબાદ રાજસભામાં પાંચ પ્રતિનિધિઓ અને સમવાય ધારાસભામાં ૧૬ સોળ સભ્યો મોકલી શકશે.

૨ માઇસોર, કાશ્મીર, વડોદરા અને ગ્વાલીયર એ દરેક રાજ સભામાં ત્રણ ત્રણ સભ્યો મોકલી શકશે. જ્યારે સમવા

ધારાસભામાં મહીસુર સાત, કાશ્મીર તથા ગ્વાલીયર ચા ચાર, વડોદરા અને જયપૂર ત્રણ ત્રણ અને ત્રાવણકોર રાજ પાંચ સભ્યો મોકલી શકશે.

૩ તેર રાજ્યોને દરેકને ભાગે બબ્બે બેઠકો રાજસભામાં અ પાંચ રાજ્યોને દરેકને બબ્બે બેઠકો સમવાય ધારાસભામ મળી છે.

૪ સત્તાવીશ રાજ્યોને દરેકને એક એક સ્વતંત્ર પ્રતિનિધિ મોક લવાનો હક્ક રાજસભામાં રહેશે અને તેત્રીશ રાજ્યોને દરેક સમવાય ધારાસભામાં એક એક બેઠક મળશે.

૫ એથી માંડીને કયાંક કયાંક આઠ આઠ રાજ્યો વચ્ચે એક બેઠક મળી છે, અને વીસ્મય પમાડે એવી બાબતો હવે આ છે જેમાં ફેડરલ રાજસભામાં ૪૧૫ ચારસોને પંદર રાજ્ વચ્ચે બેજ બેઠક આપવામાં આવી છે અને સમવાય ધાર સભામાં ૪૧૫ ચારસો પંદર રાજ્યો વચ્ચે માત્ર પાંચ પ્રતિનિધિઓ મોકલવાનો હક્ક આપવામાં આવ્યો છે.

આ છેલ્લા પ્રતિનિધિત્વનાં હક્કમાં આવનારા ૪૧ રાજ્યોની સ્થિતિ એટલે હિન્દી રાજસ્થાનોના પંચોતેર ટક રાજ્યોને ફેડરેશનની બન્ને ધારાસભાઓમાં એક ફારસ રચ વાજ સભ્યપદું આપ્યું હોય તેમ જણાય છે, ગુજરાત કાઠિ યાવાડના રાજ્યો મધ્ય હિન્દુસ્તાનમાં આવેલી એજન્સીઓ રજપૂતાનામાં આવેલા સંખ્યાબંધ નાનકડા રાજ્યો અને ગઢવાલ તહેસીલવાળા આસામના પ્રદેશમાં આવેલા રાજ્ એ બધા મળી ૪૧૫ને તેમની વચ્ચે ફક્ત બેજ બેઠકો.

નવો શાસનધારો અસ્તીત્વમાં આવે અને ચૂંટણીએ

કરવાનું નકકી કરવામાં આવે કે તુરતજ ઉપલા ચારસો પંદર રાજ્યો તો તુમારી કામમાજ ઊતરી પડશે. એક કે અમારો પ્રતિનિધિ રાખો, બીજો કહે મારો, આમ બધાય પોતાના હકકોને માટે ઝૂઝે અને ધારાસભામાં પોતાના રાજ્યનું પ્રતિનિધિત્વ જળવાઇ રહે તેટલા માટે મહેનત કરે જ અને આમ બને તો બે બેઠકો માટે રાજ્યો અવશ્ય ચારસો પંદર ઉમેદવારો ખડા કરી દે.

હવે પોલીંગ સ્ટેશનની માથા કુટ પણ પડે જ. કયાં ગુજરાત ને કયાં રજપૂતાના, કયાં મધ્ય હિન્દ એજન્સી અને કયાં ગઢવાલ તેહસીલ એ બધે પોલીંગ સ્ટેશનો તો ખોલવાજ જોઇએ કારણ કે બધા બે પ્રતિનિધિઓ મોકલવાને હક્કદાર તો છે જ એટલે આવી ભાંજગડ ઉભી થવાની જ.

અને રાજાઓ અંદરોઅંદર એક બીજાને મત અપાવવા અને ચૂંટાઈ જવા માટે જે પ્રચાર અને ચૂંટણી ઝુંબેશ કરશે ત્યારે તો કોઇ ઓર જંગ જામશે. શું સામસામી લાયકાત બીન લાયકાતની દલીલોમાં એક બીજા ઉમેદવારને ઊંચો-નીચો ગણવા માટે પોતાના રાજ્યમાં સુવ્યવસ્થા છે અને બીજાનામાં અરાજકતા છે એવી દલીલો કરશે ? અને જો આમ બને તો તો પ્રજા જે વર્ષોથી કહેતી આવી છે તે રાજાઓને સ્વમુખેથી જ બહાર પડી જાય તો રાજસ્થાની પ્રજાનો કેસ સદ્ધર નહિ બને ?

પણ રાજાઓ જો એવું પહેલાથી સમજી જાય અને એક

રાજ્યના વિરૂદ્ધ બીજું રાજ્ય એમ અંદરો અંદર ચારસો પંદર રાજ્યો ધારાસભાની ચૂંટણી માટે પ્રચાર કરવા મંડી જાય તો તો કોથળામાંથી કયાંક બીલાડું નીકળી પડવાની દહેશતે કદાચ ચારસો પંદરે અંદરોઅંદર સમજી જઇને બીજો કોઇ સલામત રસ્તો કાઢે અને તેમાં જે રાજ્યો આવે તે જ ધારાસભામાં જાય. ભલા ચૂંટણીનો વિચાર આપણે અત્યારથી જ શા માટે કરવો જોઇએ. કદાચ તે નહિ જ આવે અને આવશે તો આપણી કલ્પનાની બહારની તકરારો અવિશ્વાસ કે હાસ્યાસ્પદ બનાવો તેમાંથી આપણને સાંપડશે.

આ પ્રકરણ પૂરૂં કરતા પહેલાં સમવાયતંત્રની બાબતમાં હિંદની આમજનતા વતી સતતઝૂંબેશ ઉપાડનાર અને રાષ્ટ્ર માન્ય સંસ્થા હિંન્દી રાષ્ટ્રીય કોંગ્રેસની શું નીતિ છે તે સમજી લઇએ.

ફેડરેશનમાં લઘુમતીને જે મહતા આપવામાં આવી છે તેની બાબતમાં તથા કોમી ચૂકાદા અંગેના કોંગ્રેસના અભિપ્રાયો નીચે પ્રમાણેના છે. કલકત્તા ખાતેની ૧૯૩૭ ની મહાસમીતિનો ઠરાવ;

'હિંદમાની લઘુમતી કોમોના હક્કોના સંબન્ધમાં કોંગ્રેસે વારંવાર પોતાની નીતિ ગંભીર પણે જાહેર કરી છે અને જણાવ્યું છે કે આ હક્કોનું રક્ષણ કરવાની, એ લઘુમતી કોમોના વિકાસને માટે વિશાળ ક્ષેત્રની ખાતરી આપવાની, રાષ્ટ્રના રાજકીય આર્થિક અને સાંસ્કારીક જીવનમાં સમ્પૂર્ણ ભાગીદારીની ખાતરી આપવાની પોતાની ફરજ સમજે છે. કોંગ્રેસનુ ધ્યેય એક એવા સ્વતંત્ર અને

સંયુક્ત હિંદનું છે કે જેમાં કોઈ પણ વર્ગ કે પક્ષ કે લઘુમતી બીજા કોઈનું શોષણ કરે નહિ, અને જેમાં તમામ તત્વો સમાન કલ્યાણ અને હિન્દી પ્રજાની પ્રગતિને માટે સાથે રહીને કામ કરે. એકતાનું અને સમાન આઝાદીમાંના પરસ્પર સહકારનું ધ્યેય એટલે હિન્દી જીવનના સમૃદ્ધ વૈવિધ્ય અને સાંસ્કારિક ભિન્નતાનું દમન નહિ."

ઉપરની કોંગ્રેસની મૂળભૂત નીતિને ખોટા સ્વરૂપમાં રજૂ કરવાના પ્રયાસો થતા રહ્યા છે એટલે તેને ફરીવાર સ્પષ્ટ કરવાનો કોંગ્રેસે જે ઠરાવ કર્યો તેની અગત્યતા સમજવી જોઈએ.

"હિંદના દરેક શહેરીને છૂટથી પોતાનો મત ઉચ્ચારવાનો છુટથી હળવા મળવાનો અને કાયદા અને નીતિથી વિરૂદ્ધ ન હોય એવા હેતુસર શાન્તિથી તેમજ હથિયારો વિના એકઠા થવાનો અધિકાર છે.

જાહેર સુલેહ શાન્તિ અને નીતિની મર્યાદામાં રહીને દરેક શહેરીને કોઈ પણ ભાવના ધરાવવાનો અને પોતાનો ધર્મ છૂટથી પાળવાનો અધિકાર છે.

ધર્મ જાત વિચારો કે જાતિના ભેદ વિના તમામ શહેરીઓ કાયદા સમક્ષ એક સરખા રહેશે અથવા આવા કોઈ કારણે જાહેર નોકરી કે સત્તાસ્થાન કે માનના સંબન્ધમાં તેમજ કોઈ પણ વેપાર ધંધો મેળવવામાં કોઈ જાતનો અંતરાય નહિ રહે. લઘુમતિ કોમોના તેમજ જુદા જુદા ભાષા વાર વિસ્તારોમાં સંસ્કાર ભાષા અને લીપી સંરક્ષીત રહેશે.

રાજ્ય કે સ્થાનીક ફંડોથી ચાલતા અથવા જાહેરના ઉપયોગ માટે ખાનગી વ્યક્તિઓએ અર્પણ કરેલા કૂવાઓ,

તળાવો, રસ્તા, શાળાઓ અને જાહેર આરામના સ્થળોના સંબન્ધમાં તમામ શહેરીઓને એક સરખા હક્કો અને ફરજો છે.

તમામ ધર્મના સંબન્ધમાં રાજ્ય તટસ્થ રહેશે. મતાધીકાર સાર્વત્રીક અને પુખ્ત વયના ધોરણે રહેશે. દરેક શહેરીને હિન્દ ભરમાં હરવા ફરવાની અને કોઈ પણ ભાગમાં વસવાની તેમજ મિલકત મેળવવાની અને કોઈ પણ વેપાર ધંધો કરવાની અને કાયદાના નિયમનો અને રક્ષણના સંબંધમાં સમાન વર્તાવ મેળવવાની છૂટ છે.

કોમી ચૂકાદાના સંબંધમાં પણ કોંગ્રેસની નીતિ સ્પષ્ટ જ છે. તેણે વારંવાર જાહેર કર્યું છે કે આ નિર્ણય રાષ્ટ્ર વિરોધી—લોકશાસન વિરોધી છે, અને હિન્દી આઝાદી તથા એકતાની આડે આવે છે એટલા માટે કોંગ્રેસ એની વિરૂદ્ધ છે. તેમ છતાંય કોંગ્રેસે જાહેર કર્યું છે કે આ કોમી નિર્ણયમાં ફેરફાર કરવો કે તેને નાબૂદ કરવો હોય તો તે બન્ને પક્ષોની પરસ્પર સમજુતીથીજ થઇ શકે.

હિન્દની લઘુમતી કોમોને સ્પર્શતી તમામ બાબતોમાં કોંગ્રેસ એમના સહકાર સાથે અને એમની શુભેચ્છા વડે સમાન ધ્યેય-હિન્દની આઝાદી અને તમામ લોકોની બહેતરીના ધ્યેય તરફ આગળ વધવા ઇચ્છે છે.'

**કોંગ્રેસે નવા બંધારણનો અસ્વિકાર કર્યો છે અને જાહેર કર્યું છે કે હિન્દી પ્રજા સ્વિકારી શકે એવું બંધારણ સ્વતંત્રતા પર રચાયલું હોય અને તે હિન્દી પ્રજાજ કોઈ બહારની સત્તાની દખલગીરી વિના લોકપ્રતિનિધિ સભા દ્વારાજ ઘડી શકે. કોંગ્રેસ ફેડરેશનના સિદ્ધાન્તથી વિરૂદ્ધ**

નથી પણ ખરા ફેડરેશનમાં તો જવાબદારીના પ્રશ્નને બાજુએ રાખીયે તો પણ એકજ પ્રકારની આઝાદી, નાગરીક સ્વાતંત્ર્ય અને ચૂંટણીની લોકશાહી પદ્ધતિએ પ્રતિનિધિત્વ ભોગવતા સ્વતંત્ર એકમો હોવા જોઇએ. **ફેડરેશનમાં ભાગ લેતા હિન્દી રાજસ્થાનોએ પ્રતિનિધિત્વ ધરાવતી સંસ્થાઓ, જવાબદાર રાજતંત્ર, નાગરિક સ્વાતંત્ર્ય, અને ફેડરલ ધારાસભા માટેની ચૂંટણીની પદ્ધતિની બાબતમાં પ્રાન્તોની હરોલમાં આવી જવું જોઇએ. નહિ તો અત્યારે ફેડરેશનની જે ધારણા છે તેવું ફેડરેશન તો હિન્દી એકતા સાધવાને બદલે અલગ અલગ વલણોને ઉત્તેજન અપાશે અને રાજ્યને બાહ્ય તેમ જ આન્તરીક અથડામણોમાં નાંખી દેશે.**

એટલા માટે કોંગ્રેસ ફરીને સૂચિત ફેડરલ યોજનાને વખોડી કાઢે છે અને પ્રાન્તિક અને સ્થાનીક કોંગ્રેસ કમીટીઓને તેમજ પ્રજાને તેમજ પ્રાન્તીક સરકારો અને પ્રધાન મંડળોને આ યોજનાને આવતી અટકાવવાની હાકલ કરે છે. તેમ છતાં પ્રજાની મક્કમ અનીચ્છાની સામે થઇને પણ આ યોજનાને ઠોકી બેસાડવાનો પ્રયત્ન થાય તો એ પ્રયત્નોનો દરેક રીતે સામનો કરવો જોઇએ.

# હવે પછી શું ?

‘રજવાડા હિન્દના દરેક કટકા પર રાજાની આણ વર્તે છે. ને રાજા રાજ કરે છે. ભૂતકાળની ભયાનક દંતકથા જેવી રજવાડી વાતો હિન્દમાં આજે જીવતી જાગતી છે કારણ કે બ્રિટીશ શાહિવાદે એમ ઇચ્છયું છે. આજની નવી થતી દુનિયામાં જોહુકમીની જેવા પદ્દર જાળાં, જોહુકમીના–જૂલ્માટના, પ્રતિ ક્રાન્તીનાં ભયંકર ભૂતકાળની ભરખતી ભૂતાવળોના ગોઝારાં સ્થાનકો છે. એ સ્થાનકોમાં આઠ કરોડ જેટલા માનવીઓ જકડાયલા છે. ભૂતકાળની ભૂતાવળો જેવા રાજાઓના હાથમાં એ આઠ કરોડનાં હિત સોંપાયાં છે.

‘એ રજવાડામાં નાગરિક હક્કનો એકેય કાયદો નથી. કેટલાંક રજવાડાંએ છાપાંઓને દેશનિકાલ કર્યાં છે. ઘણામાં રાજાઓ પ્રજામાંથી કોઇના પણ જીવન સાથે મરણની રમત ખેલી શકે છે. કેટલાકોમાં લોકોને ગુલામો તરીકે વેચવામાં ને ખરીદવામાં આવે છે. ઘણાં ખરાં રજવાડામાં રાજા પોતે જ આખીય આવક ભરખી જાય છે. ઉજ્જડ ગામમાં એરંડો પ્રધાન દેખાય તેવી રીતે આ બધામાં ગણ્યા ગાંઠયા રજવાડાંજ ઠીક કહેવાય તેવા છે.’

પ્રખ્યાત આન્તર રાષ્ટ્રીય ગ્રન્થકાર જોન ગન્થરે હિન્દના રાજાઓ પ્રત્યે ઉપલો અભિપ્રાય ઉચ્ચારેલો છે. પણ બિચારો ગન્થરતો હિન્દુસ્તાનને સમગ્ર દૃષ્ટિથી તપાસવા આવેલો. હિન્દના બીજા અગત્યના પ્રશ્નોની સાથે સાથે જ તેણે રાજાના સવાલને ચર્ચેલો એટલે રાજાઓની ભીતરી સ્થિતિનું અને પ્રજા ઉપરના સમ્પૂર્ણ દમનનો ખ્યાલ એને તાત્કાલિક કઈ રીતે આવી શકે ?

હિન્દી રિયાસતો પ્રજાને કેવી રીતે પાયમાલ કરે છે. અને રાજ્યની કુલ ઉત્પન્ન કેવા કેવા રસ્તાએ ખર્ચે છે તેનો પ્રથમ વિચાર કરી જઈએ.

૧. પ્રથમ હરોલના રજવાડાથી માંડી સામાન્ય દરજ્જો ધરાવતા ઠકરાતી કે જાગીદારી હિતો સુધીનું મહેસૂલી ધોરણ એટલું તો જુદા પ્રકારનું છે કે તે બાબતમાં ઉંડા ઉતરવામાં આવે તો તાત્કાલિક ભેદ સમજાઈ જાય. કેટલાક વ્યવસ્થિત રાજ્યોમાં જમીનનું વર્ગીકરણ કરી વીઘા પાડેલા છે અને તે ઉપર મહેસૂલ વસૂલ કરવામાં આવે છે. પણ ખરી રીતે તો સર્વ માન્ય થઈ શકે એવું કે વ્યવસ્થિત મહેસુલી ધોરણ ક્યાંયે નથી.

૨. સાધારણ રીતે પોણા ભાગના તાલુકદાર ભાગદારો કે રજવાડાઓમાં ભાગ બટાઈની પદ્ધત્તિ પ્રવર્તે છે જેમાં ખેતીકારને વધારેમાં વધારે ખર્ચ કરવા છતાં યે ખાધા પુરતું કાંઈ રહેતું નથી. ઉપરાંત આવા ભાગ બટાઈવાળાં રાજ્યો સાંતી વેરો પણ લ્યે છે. તે એક સાંતીડે વીશ રૂપિયાથી માંડી પીસ્તાળીશ રૂપિયા સુધી લેવાય છે.

૩ બાગાયત અને જરાયત એવા જમીનના પ્રકાર પાડી કાચા વીઘા યે ત્રણથી માંડી સાત રૂપિયા સુધી જરાયત અને દસથી માંડી ચાલીશ રૂપિયા બાગાયત મહેસૂલ આમાંના ઘણા રજવાડાં લ્યે છે. વ્યસ્થિત રીતે લૂટ ચલાવવાનો આ એક રસ્તો જ ગણાય છે.

૪ પ્રજા ઉપરના ઝીણા ઝીણા કરવેરાઓ જન્મ–મરણ નોંધ વેરો, ચૂલા વેરો–ઘર જમીન ભાડું, કીરાયું, ફરજિયાત કેળવણી દંડ, હંમેશા વ્યવહારમાં વપરાતી રોજંદી ચીજો ઉપર ઇજારા પદ્ધતિ દાખલ કરી તેમાંથી વધારેમાં વધારે કસ કાઢી લેવાની તરકીબો, કુંવર પાંભડી કે સુખડી વેરો અને એવા અસંખ્ય નામ આપી શકાય એવા કરવેરાની ઉઘરાત.

૫ સ્વતંત્ર રીતે વેપાર ઉદ્યોગ થઈ શકે એવા એક પણ પ્રયત્નનો અભાવ અને જકાતનું ઊંચામાં ઊંચું ધોરણ લઈ જઈને વેપારનું થતું રૂંધન અને આયપત વેરાની ખોટી આકારણી કરી આવકનું કોઈ નક્કી ધોરણ ઠરાવ્યા વગર સાડાસાતસો રૂપિયાની આવકથી જ આયપત વેરો લેવાની શરૂઆત, પોતપોતાના બંદરોની ખીલવણી માટે એ બંદરોએ જ ઊતરેલો માલ લેવાની વેપારીઓને પાડવામાં આવતી ફરજ.

૬ જંગલ ખાતું. વનચરાઈ, સિવાય ઉપજમાં પ્રજાવર્ગ પાસેથી વધુમાં વધુ કસ કાઢી લેવાય એવા પ્રતિબંધો બાંધી વસૂલ કરવું. રેલવે વ્યવહારમાં પણ ટીકીટોના દરમાં સ્વાયત અધીકાર ભોગવી ઊંચા દરથી વેચાણ કરવું અને બંદરી ઉત્પન્ન. આટલી રીતે જનતા પાસેથી વસૂલ કરવાના રસ્તાઓ દેશી રજવાડાં લ્યે છે.

ભારો ભાર લાંચ રૂસ્વત લેનારા અમલદારો અને પોલીસ તંત્ર અમુક રજવાડાંઓ બાદ કરતાં બીજે બધે બેફામ રીતે

પ્રજા વર્ગ ઉપર પુરપાટ સ્વેચ્છીક રીતે દમન ચલાવી રહેલ છે અને એ બધા ઉત્પન્નમાંથી પ્રજા હિતના કાર્યો કરવાને બદલે રાજાઓ કોઇ પણ જાતની જવાબદારીના ભાનના અભાવ સમેત બેફામ રીતે પોતાના અંગત લખલૂટ ખર્ચમાં વાપરી નાખે છે.

કૂતરા–કૂતરીઓના લગ્ન કરવા અને એમાં રાજ્ય પરોણાઓને આમંત્રી લખલૂટ ખર્ચ કરવા. દારૂ–મદિરાની મહેફીલો ઉડાવવી, નાચનારીઓના નાચ મૂજરામાં એક જ રાતમાં લાખો રૂપિયાનું પાણી કરવું. ડોઝ શેવરોલેટ કે છેલ્લા મોડલની અમેરીકન મોટરો લેવાની પડાપડી. જવેરાતના વિધસરના ઠઠેરા, રાજ્ય વ્યવસ્થા ચલાવવા રાજ્યમાં રહેવાને બદલે દેશ પરદેશની સફરો અને યુરોપી પ્રજાને આંજી નાખવા માટે ખૂની ભભકાઓ ગોઠવવા, જીહજૂરિયાઓની કતારો ને કતારો સહિત પરદેશ ગમનનું ખર્ચ. આવા રસ્તાએ વધારેમાં વધારે હિન્દી રાજાઓ આવકનો હિસ્સો વેડફી રહ્યા છે.

આપણા રાજાઓના અંગત–વિલાસી જીવન–પામરતા અને ઉડાઉપણા વિષે જોન ગન્થરે સારો પ્રકાશ પાડયો છે તે લખે છે કે—

'પતિયાલાના વરડા રાજાનું અંતઃપુર અતિશય વિશાળ હતું અને એ અંતઃપુરને એ જુવાન સ્ત્રીઓને ઝડપી લાવીને શણગાર્યા કરતો. રાજસ્થાની પ્રજાપરિષદે પતિયાળા રાજની ધાતકી ભીતરો

તપાસવા એક પંચ નીમેલું. પંચના અહેવાલે રાજા શાહી પર અનેક અપરાધોની શોધ કરી. રાજાના માથા ઉપર તોળાતા એ અપરાધોમાં મુખ્ય વ્યભિચાર અને ખૂનના છે. એ રાજા આવકના સાઠ ટકા પોતાના અંગત ખરચમાં વાપરતો. તેના પાટનગરમાં શ્વાનગૃહો અસાધારણ અને ભવ્ય છે. રાજાઓના ૯૫ કૂતરા માટે ભારે પગારે ત્રણ મોટા યુરોપીયનોની નિમણૂક કરવામાં આવેલી. આ કૂતરાઓની સારવાર કરતી હોસ્પીટલ જેવી હોસ્પીટલ હિન્દમાં માણસોની પણ નથી.

મૈસુરના મહારાજા સાધુ જેવા છે કારણ કે એને ખરાબ ટેવો નથી અને એકાંતમાં રહેવું પસંદ કરે છે. છતાં ભગવાનની જેમ કોઈ વાર પ્રજા ઉપર ગોળીઓ વરસાવે પણ તેથી તેની રાજા તરીકેની મહત્તા ઓછી થતી નથી. ગાંધીજીએ માનેલા મૈસુરી રામરાજ્યના રસ્તાઓ પર લોકોના દેખાવોને દાબી દેવા લોહીની રેલમછેલ હમણાં જ કરવામાં આવી હતી.

કાશ્મીરમાં ૧૯૯૦ ગામોમાં માત્ર ૮૪૨ પ્રાથમિક શાળાઓ રાખવામાં આવી હતી. રાજ તરફથી વેઠની પદ્ધતિ ચાલુ હતી. પોલીસ અમલદારો નીરંકુશ અત્યાચારો વર્તાવતા હતા. મહારાજા હરિસિંગના ઉપર વિલાયતમાં મુકદ્દમો મંડાયલો તે વખતે જોન સાયમને તેને કમનસીબ, લીલીયો, ધ્રુજતો ધિક્કાર યુક્ત જંતુ કહ્યો. બિચારું હિન્દનું રાજા નામનું પ્રાણી ભૂતકાળના ભ્રમ જેવું કેવું તિરસ્કાર પાત્ર જીવી રહ્યું છે.

અલ્વરના મહારાજાના આચારો હેવાનિયતને પણ ટપી જાય તેવા નૃશંસ અને કરપીણ હતા. જાણે સોળમી સદીના ઇટાલીનો રાજા હોય તેવો ગંદુ, ઘાતકી, ચપળ, ગુઢ મિથ્યાભિમાની અને અહંકારી ને દુરાચારી, પશુ જેવો. રજવાડી હિન્દમાં વીસમી

સદીમાં એ રાજા હતો. ઘેલછા સુધી એનું અહં પહોંચી ગયું હતું. એના મિત્રને એણે એક વખત તાર કરેલો કે હું મુંબઈ આવી શકીશ નહિ કારણ કે સ્પેશિયલ ટ્રેન ચૂકી ગયો છું. હિન્દના રાજાઓ પોતાની સ્પેશીયલ પણ ચૂકી જાય ખરા! ખરી રીતે તો એ સાહેબ પાસે પૈસા ખૂટી ગયેલા અને રેલવે કંપનીએ એને ઉધાર સ્પેશ્યલ ટ્રેઈન આપવાની ના પાડી હતી.

એણે રાજ્યની બધી આવક પોતાની દીવ્ય જાત ઉપર જ ખરચી નાખેલી અને શીકારનો શોખ વધાર્યેજ રાખેલો. બ્રિટીશ સરકારે જયપુર અને દિલ્હી વચ્ચે પાકો રસ્તો બાંધવાનો નિર્ણય કર્યો ત્યારે તેણે કહેલું કે આથી એના શીકાર કરવાના દીપડા બગડી જશે. અને છતાં પણ જ્યારે એની માગણીની અવગણના થઈ ત્યારે એણે રોજ રાતના એ રસ્તામાં મોટા અને જબર ખાડા પાડી દેવાની ખાનગી ગોઠવણ કરી.

શિકાર ઘેલો આ રાજા વાઘ જે બોડમાં ભરાયો હોય ત્યાં આગળ પોતાની વસ્તીની સ્ત્રીઓના નાના બાળકોને શીકારી પ્રાણીને લલચાવવા માટે બંધાવતો અને કહેતો કે વાઘ બાળકને ઝડપશે તે પહેલા તો મહારાજાની ગોળી શિકારને ટાળી દેશે. શિકારને માટે એ ગામના ગામ ઉજ્જડ વેરાન કરી નાખતો અને લોકોના ઘરબારનો નાશ કરાવતો. પોલોની મેચમાં હારવા વખતે એના એક ઘોડાને ગ્યાસતેલ છાંટી જીવતો ને જીવતો સળગાવી મૂકેલો.

આવા તો અનેકો છે. કોઈ વડોદરાના અવસાન પામેલા ગાયકવાડ જેવા બુદ્ધિમાન પણ છે અને મૈસુરના મહારાજા જેવા જવાબદાર રાજતંત્ર માગતી પ્રજા પર બીજો કોઈ ઉપાય ન જડે ત્યારેજ ગોળીબાર કરે તેવા નીતિમાન રામરાજાઓ પણ છે. થોડાક મહારાજાઓ પોતાના પગના અંગુઠા પર વીસ હજાર

પોંડની કિમતનાં માણેક કે હીરા જડયા હોય તેવા વીંટલાના અલંકાર ધારણ કરનારા પણ છે. રેવાના રાજા જેની ઉમર ચોત્રીશ વરસની છે, તેણે અત્યાર સુધીમાં પાંચસો વાઘનો શિકાર કર્યો છે.

એક રાજાએ પોતાના વડા ન્યાયાધીશની નાચનારી છોકરીઓના નિરિક્ષક તરીકે નિમણૂક કરેલી. કુચબીહારના રાજા કેંબ્રીજની નિશાળ સુધી પહોંચેલા કે ઔંધના રાજાએ શરીર વિજ્ઞાન ઉપર પુસ્તક લખ્યું એ ખરી વાત પણ કેટલાક રાજા જેવા રાજાઓએ નિશાળના દર્શન સુદ્ધાં કરેલા નથી એ વાતેય એટલી જ સાચી છે. એક રાજા પાંચ વખત તો બીજો સાત વખત પરણેલો હોય. કહેવાય છે કે એકને તો એકાવન રખાતો હતી અને એકને એકસો ઉપર બાળકો છે. આવા ભૂતકાળનાં મસાલો પૂરાયેલાં મમી જેવા મહારાજાઓની લીલા અપરંપાર છે. એ પીશાચ લીલામાં લપકારા લેતા એમના કાનના પડદા કાળનો અવાજ સાંભળી શકતા નથી.'

આવા દેશી રજવાડાઓ હિન્દી ફેડરેશનમાં પ્રજાતન્ત્રોને બદલે લોકપ્રતિનિધિ સભામાં પોતાના સભ્યો મોકલવાનું કહે અને બીજી બાજુથી પોતાનામાં વિશ્વાસ મૂકવાનું કહે તો અત્યારે જેવી અને તેવી સ્થિતિમાં જીવી રહેલા એ એકમોનો કયા હિસાબે પ્રજા વિશ્વાસ કે ભાગીદારી સ્વિકારે.

આપણા રાજાઓ ખરી રીતે તો જેના તાબેદાર અને ખંડીયા છે તે બ્રિટીશ શહેનશાહ રાજા તરીકેના જે હકકો અધીકારો કે દરજ્જો ભોગવે છે તેનાથી હજારગણી સલામતીઓ રાખીને ફરે તે હવે પાલવે તેમ નથી. બ્રિટીશ

સાર્વ ભૌમત્વને માથે બેસનાર માનવી રાજા તરીકે જે રીતે વર્તે તેટલું ય આપણા રાજાઓ શીખે તો બસ થઇ પડશે. ઇંગ્લાન્ડના રાજાથી વધારે કાંઈ સત્તાઓ–અધિકારો હકકો કે સલામતીઓ તેઓ ભોગવે એ તો સાર્વભૌમ સત્તાની બંધારણીય દરજ્જે નાલેશી જ ગણાવી જોઇએ.

મધ્યસ્થતંત્રમાં અમર્યાદીત સત્તાઓ હસ્તગત કરવા અને એક હથુ સાશનથી રિયાસતો પ્રજાને જે ફળો ચખાડતી આવી છે તેમાં બ્રિટીશ હિન્દની પ્રજાને પણ દમનનો સ્વાદ—નવા તંત્રની ભાગીદારી પ્રત્યાઘાતી અને અનામત દળો સાથે કરીને-ચખાડવા ખાતર ફેડરેશનનો સ્વિકાર રાજાઓએ કર્યો હોય તેમ લાગે છે. અને એજન્સી પ્રદેશમાં આવેલા નાનકડા તાલુકદારી જૂથ્થો અને જીલ્લાની હદમાં આવેલા બીનઅખત્યારી એકમોને એકત્ર કરી પીત્રુ રાજ્યોના ઝંડા નીચે મૂકી દેવાના બહાના નીચે બ્રિટીશ તાજે પણ રાજાઓને કયાં મધલાળ લગાડી નથી ?

પોતપોતાના પ્રદેશમાં સાર્વભૌમત્વ સ્થાપવાના મનસૂબા સેવનારા રાજાઓએ અભરાઇઓ ઉપર ચડાવી રાખેલા કે ખૂણે ખાંચરે પડેલા પીત્ર રાજ્યના દાવાઓ આગળ કરીને નાની મોટી ધમાલો શરૂ કરી દીધી અને પોતપોતાની તરફેણમાં તાલુકદારો બીન તાલુકદારો કે હકુમતી બીન હકુમતી એકમોને લાવવા આકાશ પાતાળ એક કરી રહ્યાં. સહીઓ કરવા મોટરો દોડાવી, મળવા યોગ્ય લાગ્યા તેને ય મળ્યા

ન મળવા જેવા લાગ્યા તેમને ય સહીઓને ખાતર વીનવ્યા. દારૂ અને અફિણની રેલમછેલ બોલી; મહેફીલો અને મીષ્ટાનોના ધુમાડા કર્યા અને આ બધાને અંતે સહીઓ મેળવી. એકને સહી આપનાર અને સત્તા સ્વિકારનારે અનેક ઠેકાણે ખાનગીમાં સહીઓ આપી લગભગ દરેકને ઠગ્યા અને આમ રાજસ્થાની ઇતિહાસમાં આ પ્રકરણે અનેરા રંગ પૂર્યા.

યુરોપી લડતે આંતર રાષ્ટ્રીય સ્વરૂપ પકડ્યું અને સાર્વભૌમસત્તાએ ફેડરેશનને ખોરંભે પાડયું. લાખો રૂપિયાના આંધણ મૂકનારા રાજવીઓ વીમાસણમાં પડયા પણ એ મુંઝાયલાઓને ફેડરેશનને નામે લાંબી આશાનું ધોરણ બ્રિટીશ તંત્રે ચાલુ રાખ્યું. એ બધું ગમે તેમ હો કે બનો, રાજસ્થાની પ્રજાને માટે કોઇ અને કોઇ સ્થાન એવું હોવું જોઇએ જ્યાં તેમનો અવાજ સંભળાવો જોઇએ, તેમને આશ્વાસન મળવું જોઇએ, તેમના દુઃખ દર્દો જવા જોઇએ.

આ બધાને માટે પ્રજાને લાયક એવું લોક ભોગ્ય તંત્ર રચવાની આવશ્યકતાને પૂરતો અવકાશ રહેવો જોઇએ અને દુનિયાની સીકલ ફરતી જતી હોય કે નવા હક્કો અને હિસ્સાઓનો હિસાબ સમજાતો હોય ત્યાં રાજસ્થાની આઠ કરોડ પ્રજા ગુલામીમાં સબડે એવું કોઇ ઇચ્છે નહિ.

તો હવે પછી શું ? એ પ્રશ્ન સહેજે ઊભો થવાનો. રાજા સાહેબોના અંગત ખર્ચા અને ઉડાઉપણું જ એકલું પ્રજા પ્રગતિના કાર્યમાં એટલું બધું વિઘ્ન કર્તા છે કે લોક-

શાહીની રચનામાં એનો ઉકેલ સૌ પહેલો થવો જોઈએ. આપણા દીવાનો અને રાજાઓના ઘણા સલાહકારો અણસમજુ અને અસામાન્ય લોકગણને કેટલીક વખત અવળે પાટે ચડાવવાની મુત્સદ્દીગીરી વાપરે છે અને કહે છે કે કેટલીક બાબતમાં શહેનશાહ પણ પાર્લામેન્ટથી વિરૂદ્ધ જઈને ખર્ચ કરી શકે છે અને સાલીઆણાથી ઉપરવટ જઈને પણ ખર્ચ પાડવાની સત્તા ધરાવે છે. આમ કહેવાનું કારણ તો એટલું જ કે શહેનશાહને નામે પોતાના રાજા સાહેબોનો બચાવ કરવા એઓ નીકળી પડે છે.

જ્યારે ખરી રીતે તો હિન્દના રાજાઓ જેના તાબેદાર જેવા છે તે શહેનશાહને બદલે ઈંગ્લાન્ડ અને યુનાઇટેડ કીંગડમની આર્થિક સજાવટ અને અર્થકારણ ઉપર પાર્લામેન્ટનો જ સર્વોપરિ કાબૂ છે. બજેટના સરભર આંકડાઓ ખાતર રાષ્ટ્રની આવક અને ખર્ચ નક્કી કરવાનું તો એક ને એકલી પાર્લામેન્ટના હાથમાં જ છે. કોઇ નિર્ણય–અનિર્ણય, ખર્ચની બાબતમાં શહેનશાહ કરી શકે જ નહિ ફક્ત એ સલાહ આપી શકે.

ઇંગ્લાન્ડનો રાજા ગાદી ઉપર આવે છે ત્યારે શહેનશાહ તરીકેના સર્વ અધીકારો તેને સુપ્રત કરતી વખતે જ તેના ખાનગી ઉત્પનના દરેક સાધનો રાષ્ટ્રને ચરણે ધરી દેવામાં આવે છે. પોતાની જાગીરો પણ એ રાજ્યને સુપ્રત કરી આપે છે અને પાર્લામેન્ટના વિશ્વાસ ઉપર જ પોતાના

સીવીલલીસ્ટની વાત છોડી દે છે અને તે મંજૂર કરે તે સાલીયાણું જ લઇ લેવું પડે છે. અલબત આવી બાબતો વખતે રાજાના હોશિયારપણા અને પ્રજા ભાવના ધરાવતા વિચારોનો સતત ખ્યાલ રાખી પ્રજા ઉદારતા બતાવતી રહે છે.

તાજપોશી થવા વખતે જ રાજા પોતાના અંગત અને કોટુંબીક વપરાશો માટે સાલીયાણાની માગણી કરે છે ત્યારે જ પાર્લામેન્ટ ઉપર એક લીફાફો મોકલી જણાવી દયે છે કે બધી રાજ જાગીરોનું ઉત્પન્ન રાષ્ટ્રને સોંપી દેવામાં આવે છે અને તેની કદર રૂપે શહેનશાહ પોતાના દરજ્જાના નિભાવ પૂરતી રકમ પાર્લામેન્ટ પાસેથી મળવા સમ્પૂર્ણ વિશ્વાસ સેવે છે. ક્યાં આવી ઉદાત ભાવના અને ક્યાં હિન્દના રાજાઓની અખંડ ઉડાઉગીરીની વાતો !

શહેનશાહનું સાલીયાણું નક્કી કરવા જ્યારે પાર્લામેન્ટની બેઠક બોલાવવામાં આવે છે ત્યારે ખુલંખુલ્લા બધી બાજુની ચર્ચા કરવાની દરેક સભ્યને છૂટ હોય છે અને એ ચર્ચાને અંતે પાર્લામેન્ટની મહોરવાળું સિવીલ લીસ્ટ નક્કી થઇ જાય છે તેમાં શહેનશાહ સુદ્ધાંને ફેરફાર કરવાનો અધિકાર નથી. રાજમહેલ ખર્ચનું બજેટ તો શહેનશાહની તાજપોશી વખતે જ થાય છે અને તે એના એ રાજાની કાર્કીર્દી ચાલુ રહે ત્યાં સુધી વગર ફેરફારે ચાલ્યું જાય છે પણ રાજ્ય શાસનનું ખર્ચ તો પૂરતી તપાસણી થઇ હરએક વર્ષે નક્કી થાય છે.

હિન્દમાં ઘણી વખત એવી વાતો છૂટથી કરવામાં આવે આવે છે કે શહેનશાહ પોતાનું સાલીયાણું કઇ કઇ બાબતમાં કે ક્યાં ક્યાં ખર્ચે છે, વેડફી નાખે છે કે ઉડાવીદે છે તે બધું ખાનગી રાખવામાં આવે છે. તેના ઉપર કોઇ ચેક થતો નથી અને પ્રજાને સંપૂર્ણ અજ્ઞાન રાખવામાં આવે છે, પણ આ બધું યે ખોટું છે. શહેનશાહની કાર્રકિર્દી પૂરી થાય અને એકને સ્થાને બીજી વ્યક્તિ શહેનશાહ તરીકે રાજ ઘરાણામાંથી આવે ત્યારે જ આગલા રાજાના સાલીયાણાના ખર્ચ સંબંધે એક વિગતવાર શ્વેતપત્ર પ્રજાની જાણ ખાતર પાર્લામેન્ટ તરફથી પ્રગટ કરવામાં આવે છે. નવા રાજાનું સાલીયાણું નક્કી કરવા પાર્લામેન્ટ જે સમિતિ નીમે છે તેની આગળ આ શ્વેત પત્ર રજૂ કરવામાં આવે છે અને સર્વ રાજકીય પક્ષની બનેલી એક મીટીંગ તેનો રજેરજ તપાસ કર્યા પછી જ નવા રાજાનું સાલીયાણું બાંધી આપવાની પાર્લામેન્ટને ભલામણ કરે છે.

શહેનશાહી સાલીયાણાની સરખામણી યે ખાનગી વ્યક્તિ તરીકે તેની પાસે જે જાગીરો હોય છે અને પછીથી તે રાષ્ટ્રને સુપ્રત કરવામાં આવે છે તેની કિંમત ત્રણથી ચાર ગણી થવા જાય છે અને છતાં ઇંગ્લાંડનો શહેનશાહ તેને ક્ષુલ્લક માની પ્રજાને ચરણે ધરી દે છે જ્યારે આપણા રાજા સાહેબો લોકસમુહ પાસેથી વધારેમાં વધારે આવક કરી એમાંથી ખાનગી ખર્ચમાં વાપરવાની તરકીબો રચવામાં જ

રચ્ચાપચ્ચ્યા રહે છે. ત્યાં પોતાની અંગત જાગીરો પ્રજા તંત્રને સ્વાધિન કરવાની વાત તો ક્યાં રહી !

રાજની કુલ આવકમાંથી એકનો પંદરમો ભાગ એટલે લગભગ સવા છ ટકા જ શહેનશાહી સાલીયાણું થાય છે જ્યારે આપણા રાજાઓ તો એમાં કાપ મૂકવાની વાતો આવે છે ત્યારે રાતાપીળા થઇ જાય છે. પણ આંતર રાષ્ટ્રીય પરિસ્થિતિની સાથે રહેવામાં જ્યારે બ્રિટીશ સરકાર તરફથી તેમના ઉપર કયારેક કયારેક દબાણ લાવવામાં આવે છે ત્યારે એ રાજા સાહેબો દસ કે પંદર ટકા સાલીયાણું લેવાની વાતો ગતીમાં મૂકે છે, અને ખરેખાત જો આવું ભવિષ્યમાં બનવાનું જ હોય તો અગાઉથી સીવીલ લીસ્ટમાં કેટલીક સલામતીઓ દાખલ કરવાની વેતરણ પણ કરી રહ્યા હોય છે. આ રાજસ્થાનો હિન્દના રાજકારણમાં એક ઉડાઉગીર તંત્ર છે. એ આખું જગત આજે તો જાણી ગયું છે એટલે સર્વાંગી વિભાગીકરણ અને પ્રજાતત્વને બચાવવા માટે તાત્કાળીક નીચેના ફેરફારો કરવાની આવશ્યકતા ઊભી થઇ છે.

૧ વ્યક્તિ તરિકેના જે અધિકારો સામાન્ય માણસ જાહેર કે ખાનગી જીવનમાં ભોગવે છે તેથી વિશેષ કાંઈ સલામતીઓ રાજાઓ રાખી શકે નહિ. કાયદો અને વ્યવસ્થા અદના વ્યક્તિને ગુન્હા પરત્વે જે શીક્ષા અશીક્ષા કરી શકે તે રાજા સાહેબોને લાગું પાડી શકાય. એક ગરીબમાં ગરીબ પ્રજાજન નિરંતરાય એની સામે ફેંકવામાં આવતી લાલ બત્તીની સામે તાત્કાળિક ન્યાય મેળવી શકે એટલા માટે હરએક દ્વાર ઉઘાડા

હોવા જોઈએ. આજની એકહથ્થુ શાસન પ્રણાલી કે જોહુકમી જવી જોઇએ. રાજાઓ રાજા તરીકેના નહિ પણ વ્યક્તિ તરીકેના બધા અધીકારોજ ભોગવી શકે.

૨ વેપાર રોજગાર અને ઉદ્યોગ ધંધા સ્વતંત્ર રીતે ચાલી શકે એટલા ખાતર કારખાનાઓ કે એના અનુસંધાનમાં કોઈ એવી મિલકતો ઊભી કરવામાં આવે તેના ઉપર સીધી સત્તા રાજ્ય ચલાવી શકે નહિ કે પોતીકા કાયદો કે ધારો તેને લાગુ પાડી શકાય નહિ. આન્તરરાષ્ટ્રીય કાયદાનું ધોરણ ત્યાં ઊભું કરવામાં આવે.

૩ વાણી સ્વાતંત્ર્ય, વ્યક્તિ સ્વાતંત્ર્ય કે વર્તમાન સ્વાતંત્ર્યના દરેક કિસ્સામાં સંપૂર્ણ છૂટ હોવી જોઈએ; પ્રજાના પ્રાથમીક હકકોની જાળવણી અંગે અથવા તો ઉત્સવો સવંત્સરીઓ કે એવા પ્રસંગોએ અને સામાન્ય કામકાજમાં સભા સરઘસો ઉપરના પ્રતિબંધો જવાજ જોઇએ. ઠેર ઠેર પ્રેસો સ્થાપી શકાય અને બંધારણીય પ્રગતીની મીશાલે પ્રજાને જવાબદાર હોય એવા દરેક લખાણો છાપવા પ્રગટ કરવા અગર હરકોઈ ઉપયોગ કરવા સ્વતંત્રતા આપવી જોઇએ

૪ રેલવે, જંગલખાતું, બંદરી ઉત્પન્ન કે સિવાય ઉપજને જો મહેસૂલથી જુદા ગણવામાં આવતા હોય તો તેમાં પ્રજાની સંપૂર્ણ ભાગીદાર સહની બાંહેધરીઓ હોવી જોઇએ.

૫ જકાત, ઇજારા પદ્ધતિ, દાણ કે વેરાઓ પ્રજા દમનના રોજીંદા અંકોડાઓ છે અને સ્વતંત્રતા ભોગવતી પ્રજાને એ ગૂંગળામણ ન હોય એનો સદંતર નાશ થવો જોઇએ. આયપત વેરાનું ધોરણ સ્વિકાર્ય હોય તો ભલે પણ તે એટલું ઊંચું હોવું જોઇએ કે સ્વતંત્ર રીતે વેપાર કરતા

હરએક પ્રજાજનને એ ડરામણી રૂપ વસ્તુ બની રહે છે તે જવું જોઇએ.

૬ મહેસૂલ પદ્ધતિમાં ધરમૂળથી ફેરફાર કરવો આવશ્યક છે. ચોસઠસો ચોરસહાથનો કાચો વિઘો સામાન્ય રીતે લગભગ બધા દેશી રજવાડામાં છે તેને બદલે દસહજાર ચોરસહાથનો પાકો વિઘો ગાયકવાડમાં છે તેવો વિઘો કરી અથવા એકરનું માપ કાઢી તેના ઉપર આકારણી ઠરાવવી અને ચાલુ આકારણીમાં પચાસ ટકાનો કાપ મૂકવો.

૭ રાજા સાહેબોના સાલીયાણાનું ધોરણ નક્કી કરી શહેનશાહના મોભા અને દરજ્જા પ્રમાણે તેમને જે વાર્ષિક અડસટ્ટો વાપરવા મળે છે તેથી વિશેષ નહિ એવું સાલીયાણું રાજાસાહેબો લઇ શકે.

૮ બજેટના પાંસા સરભર કરવા એફામ ઉડાઉગીરી–કોન્ટ્રાકટ વગેરે કામોમાં પોણો ભાગ ખવાઇ જાય છે તે બંધ કરી પ્રજાહસ્તક તેમને ખાતાં સોંપવા. રાજ્યની આવકના ધોરણો અને જરૂરિયાતો નજર સામે રાખીને અમલદારી પગાર અને ભથ્થા ભાડાઓ ઉપર જબ્બર કાપ મૂકી શકાય. મોટર વાહન, ગેસ્ટહાઉસ કે એ અંગે થતા ખર્ચા બંધ કરી શકાય. ખાતાંઓવાર તપાસણી કરી કેટલીક જગ્યાઓ બીન ઉપયોગની હોય અને ત્યાં મોટા દરમાયાથી રોકવામાં આવતા શખ્સોને કમી કરી કે નકામા ખર્ચાઓને બંધ કરી શકાય.

**આ બધું જવાબદાર રાજતંત્રમાં સમાઇ જાય છે અને વહેલે મોડે પ્રજાબળના જબ્બર ધસારા આગળ કે પ્રગતિની**

કુચ કદમે ચાલતી દુનિયાની સાથે રહેવામાં રાજાસાહેબોએ એનો સ્વીકાર કર્યે જ છુટકો છે. અને ભવિષ્યમાં સ્વતંત્ર એકમો જવા જ જોઇએ, પ્રજાકીય એકમો જ હોવા જોઇએ.

પ્રજા દૃષ્ટિએ ફેડરેશનની જે વ્યાખ્યા કરવામાં આવે તેમાં તો નાના રાજ્યોના સ્વાતંત્ર્યનું કોઈ અસ્તીત્વ શકયજ નથી. એ રાજ્યોને મોટા રાજ્યો સાથે અથવા તો બ્રિટીશ હિન્દના સ્વિકૃત પ્રાંતો સાથે જોડી દેવાનું રાજકીય દૃષ્ટિએ વધારે અનુકુળ થઇ પડે.

ગુલામ માનવી ઉપર પોતાની પક્કડ મજબૂત કરવા બ્રિટીશ સરકાર રાજા રૂપી તત્ત્વો પેદા કરે છે, તેમને પોષણ આપે છે અને રક્ષે છે. પ્રજા લડત વખતે રાજાઓને સન્માનવા અને લાભના થોડાક ટુકડા ફેંકવા એ સાર્વભૌમત્વની રોજની તરકીબ છે. આવા રજવાડા શાહીવાદના પ્રતિકોજ ગણાય એટલે બ્રિટીશ સરકાર હિંદને આઝાદી આપે ત્યારે સાર્વભૌમત્વ નાબૂદ થવું જોઇએ અને એ સાર્વભૌમત્વની બધી સત્તાઓ ફેડરેશનમાં સમાઈ જાય.

રાજાઓ પોતે સ્વતંત્ર સંસ્થાઓ નથી પણ રાજસ્થાની આઠ કરોર પ્રજાજનો સાથે સંકળાયેલી વ્યક્તિઓ જ છે. રિયાસતી પ્રજાથી અલગ રહીને તેમને કોઇ અધિકાર કે સત્તા ભોગવવાનો હક્ક નથી. આથી લોકપ્રતિનિધિસભામાં એમને પ્રજાથી વિરક્ત એવું એકલપેટું સ્થાન આપી શકાય

નહિ. રાજાઓ અને રાજસ્થાની પ્રજાનું હિત રજૂ કરી શકે એવા લોકપ્રતિનિધિઓ જ લોકપ્રતિનિધિસભામાં બેસી શકે. બ્રિટીશ હિંદના પ્રતિનિધિઓને જે ધોરણુ લાગુ પાડવામાં આવે તે જ દેશી રજવાડાને બંધ બેસી શકે એટલે રાજાઓ એકલા જ સ્વાતંત્ર્ય બક્ષતી કોઇ પણુ સંસ્થા પછી તે લોક-પ્રતિનિધિ સભા હોય. ફેડરલ એસેમ્બ્લી હોય કે તેને ગમે તે નામ આપો તેમાં બેસી શકે નહિ. વિશાળ ધોરણે અને વ્યક્તિ પરત્વેના બાધ વગરની સ્વતંત્ર લોકચૂંટણીએ ચૂંટાય આવેલ સભ્યોનું જ ત્યાં સ્થાન હોય.

ફેડરલ એસેમ્બ્લી કે રાજસભામાં સ્વતંત્ર એકમોને સ્વતંત્ર બેઠકો આપવી એ તો ચોખ્ખો અન્યાય ગણાય. ગુલામીમાં સબડતી પ્રજા આશાનું કિરણુ કયારેક જોઇ જાય, આઝાદીના સ્વપ્ના સેવતી થાય, અથવા મહામૂલા હક્કોની ખાતર પોતાના જાનમાલની પરવા કર્યા વગર કુરબાનીના પંથને ઉજળો કરી બતાવનાર પ્રજાને આમ રમાડવામાં કે ભરમાવવામાં કેટલી સત્તાઓ સફળ થઇ એ તો ઇતિહાસ કહે છે.

જવાબદાર રાજતંત્રના સત્વથી કાંઇ પણુ ઓછું નહિ એવું સ્થાન આજના હિંદમાં રાજસ્થાની પ્રજાજન માટે નક્કી થવું જોઇએ. ફેડરેશન રચો, લોકપ્રતિનિધિસભાની સ્થાપના કરો કે સ્વતંત્રતા બક્ષતી સભાને ગમે તે નામ આપો, એમાં સમાઇ જતા હકેકોની ભાગીદારી સમસ્ત હિન્દની પ્રજાને

આપવામાં આવે ત્યારે રાજસ્થાની પ્રજાનો અવાજ ન ભૂલ
જોઇએ, બાકીતો ગુલામ પ્રજાને કોઇ ધર્મ હોય નહિ, .
તંત્રતાનો આતશ જલતો રાખવો અને પોતાના અનુગામ
ઓને એનાજ પાન કરાવવા એ એનો સ્વધર્મ બની રહે



વ્યક્તિ તરીકેના જે અધિકારો સામાન્ય માણસ જાહે
કે ખાનગી જીવનમાં ભોગવે છે તેથી વિશેષ કાંઈ સલામતીર.
રાજા સાહેબો રાખી શકે નહિ. કાયદો અને વ્યવસ્થા ગુન્હ
પરત્વે અદના માનવીને જે શિક્ષા અશિક્ષા કરી શકે
રાજાઓને લાગુ પાડી શકાય. એક ગરીબમાં ગરીબ પ્રજાજ
એના તરફ ફેંકવામાં આવતી લાલબત્તીની સામે નિરંતરા
તાત્કાળીક ન્યાય મેળવી શકે એટલા માટે હરએક દ્વા
ઉઘાડા હોવા જોઈએ. આજની એકહથ્થુ શાસન પ્રણાલી જ
જોઈએ. રાજાઓ રાજા તરીકેના નહિ પણ વ્યક્તિ તરીકે
બધા અધિકારો ભોગવી શકે.